# આપણી ગ્રંથમાળા

●

… અને અંદર ક્રાંતિકારી સાહિત્ય જનતાને



# [illegible]

લે.

રજનીકાન્ત શાહ.

# શ્રીનીલા



લેખક.

રજનીકાન્ત શાહ



પ્રકાશક:

આપણી ગ્રંથમાળા.

અમદાવાદ.

'શ્રીનીલા' ના લેખકનું બીજું ચમત્કારભર્યું સર્જન



# 'હું એક ડૉક્ટર'

[ આ પુસ્તકના વેચાણ માટે એજન્ટો નીમવાના છે. ]

'પોતાની જ બુદ્ધિ ઉપર જ્યાં સુધી માનવી મુસ્તાક બનતો નથી ત્યાં સુધી એ એના જીવનમાં સ્થિરતા મેળવી શકતો નથી. પારકાની બુદ્ધિથી ડોલાડોલ બની એ જ અસ્થિરતામાં એ સૌથી વધુ દુઃખી જીવન વિતાવતો હોય છે. પોતાના ડહાપણ ઉપર માનવી જ્યારે જીવવાની શરૂઆત કરશે ત્યારે ઠોકરોમાંથી જીવવા લાયક જીવન જીવી શકશે. જ્યાં સુધી માનવી પારકાના વિચારોથી જીવતો હોય છે ત્યાં સુધી એના જ્ઞાનમાં જરાએ વધારો થતો નથી. અનુભવ વિચારવાને માટેનો હોય છે. પારકાના વિચારોને વિચાર્યા વગર વર્તન ચલાવનાર માનવી હંમેશા રડતો જ હોય છે અને જ્યાં સુધી એ પારકાના વિચારને સ્થિરતાપૂર્વક વિચારતો નથી ત્યાં સુધી એ આવેશને કાબુમાં મેળવવાનો વિચાર પણ મેળવી શકતો નથી...કાંઈ નહિ તો ભલા ! પોતાના વિચારને પારકાના સાથે સરખાવતા તો શિખ.'

[ અગાઉથી ગ્રાહક થનારને રૂ. એકમાં ]

## ૧૯૪૩ ના એપ્રિલમાં બહાર પડશે

સવાસોથી દોઢસો પાના કિં. રૂા. સવા

પ્રકાશકઃ આપણી ગ્રંથમાળા
દાલીઆ બીલ્ડીંગ્સ એલીસબ્રીજ, અમદાવાદ

# પ્રથમ પ્રયાસ

જીવનમાં કંઈક કરવાની મને નાનપણથી જ હોંશ હતી. મોટા થતાં મને સાહિત્ય તરફ પક્ષપાત થવા લાગ્યો. શ્રીયુત શિરીષ શેલતે મને ગુજરાતી સાહિત્ય માટે પ્રોત્સાહન આપ્યું. સ્નેહરશ્મિના સંસર્ગમાં મેં વિદ્યાલયમાં મેટ્રીકનું વર્ષ પસાર કર્યું. સ્નેહરશ્મિએ મને છુપો છુપો સાહિત્ય રસ પાયો. મારા જીવનમાં નવો રસ પેદા કર્યો. સાહિત્યક્ષેત્રમાં કંઈક કરી છૂટવાની છાની તથા તીવ્ર અભિલાષા જાગી. સાહિત્ય માટે એક વખત શરૂ થએલો પ્રેમ કદી અટકે છે? ધીમે ધીમે લેખો દ્વારા સાહિત્યક્ષેત્રમાં પગલાં માંડયાં. શ્રીયુત કાળીદાસ જાદવે મને તેમાં વધુ પ્રોત્સાહન આપ્યું. ભાઈશ્રી નિરંજનને પણ સાહિત્યનો કંઈક શોખ છે. તેવામાં મોટાભાઈ દ્વારા ભાઈશ્રી રજની-કાન્તનો પરિચય થયો. ભાઈશ્રી રજનીકાન્તના પરીચયે મારા સાહિત્ય શોખને વધુ વેગવંત બનાવ્યો. તેમનો સાહિત્ય માટેનો પ્રેમ અગાધ છે; પણ કૌટુંબિક સંજોગો તેમને અટકાવી રહ્યા હતા. તેમની હૂંફ મેં મેળવી; મારી હૂંફ તેમણે મેળવી. બન્નેના ક્ષીણ થતા ઉત્સાહનો, સરવાળો થયો. અને અનેક ચિંતનમય દિવસો પસાર કર્યા પછી, સાહિત્યપ્રેમી ગુજરાતીઓની શુભેચ્છાથી 'આપણી ગ્રંથમાળા'નો જન્મ થયો.

કેવા સંજોગોમાં 'આપણી ગ્રંથમાળા' પગલાં ભરે છે, તેનો જરા પણ ખ્યાલ ગુજરાતની પ્રજાને આપવો પડશે નહિ. સારાયે જગતમાં યુદ્ધની જ્વાલાઓ ભડ ભડ બળી રહી છે. એ યુદ્ધની ક્રુર જ્વાલા ભારતને પણ સ્પર્શવા મચી રહી છે. ભારતની ભૂમિ પર યુદ્ધ લડાતું ન હોવા છતાં પણ હિંદની ભૂમિ પર આ વિશ્વ–યુદ્ધના ઓળા ઉતર્યાં છે. જીવનનો સીધો અને સાદો વ્યવહાર ખોરવાઈ જવાનો ભય ઘડીએ ઘડીએ સેવાય છે.

સાહિત્યજગત પર પણ આ વિશ્વયુદ્ધે નિર્દય આક્રમણ કર્યું છે. કાગળની સખ્ત મોંઘવારી સાહિત્યરસિકો સામે મોં ફાડીને ઉભી છે. આ

મોંઘવારીને લીધે ઘણાએ સાહિત્યરસિકોને પોતાની લેખિનીને આરામ આપવાની ફરજ પડી છે. સાહિત્યપ્રેમી ગુજરાતીઓને અનેરૂં સાહિત્ય ગુમાવવું પડે છે. આવા કપરા સંજોગોમાં પણ સાહિત્ય-પ્રેમીઓનો રસ ઓછો ન થાય, એ માટે આ પગલું ભર્યું છે. ગુજરાતીઓ વધુ સાહિત્યપ્રેમી થાય, એવી અંતરની ઇચ્છા છે.

અનેક ગ્રંથમાળા આજે ગુજરાતમાં અસ્તિત્વ ધરાવે છે, તેમાં એકનો આજે વધારો થાય છે.

પ્રથમ પ્રકાશન જાન્યુઆરીની પમીએ આપવાનું નક્કી કર્યું હતું, પરંતુ અમે વહેલું આપી શકીએ છીએ, તે અમારા ઉત્સાહને આભારી છે.

આ અમારો પ્રથમ પ્રયાસ છે. ભાઇશ્રી રજનીકાન્ત ગુજરાતના ઉગતા લેખક છે અને તેમનો પણ આ પ્રથમ પ્રયાસ છે. પ્રથમ પ્રયાસમાં ત્રુટીઓ હોવાનો સંભવ છે, તો તે માટે યોગ્ય માર્ગદર્શન કરાવવા વિનંતી છે.

રા. રા. રમણભાઇએ નાદુરસ્ત તબિયત હોવા છતા અને અનેક કાર્યોના બોજા નીચે દટાએલા હોવા છતા, મારી નમ્ર વિનંતી સાંભળી, જે પ્રસ્તાવના લખી આપી છે તે માટે આભાર માનવાની હું આ તક લઉં છું.

સ્નેહીઓ અને મિત્રોએ જે સાથ આપ્યો છે તે માટે અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

અમારા આ અનેરા સાહસને ગુજરાતી પ્રજા સહર્ષ આવકારશે, એમ ઇચ્છું છું.

એલીસબ્રીજ
૧–૧૧–૪૨

સુધીર દોશી.
સંપાદક.

# આ નવલકથા વિષે

આ નવલકથાને હું આદર્શો રજુ કરતી નવલકથા બનાવવા ઇચ્છતો હતો પણ એમાં કેટલાક વાસ્તવિક દૃશ્યો પણ આવી જાય છે. જે વાસ્તવિક વાતાવરણ ખડું થયું છે તેનો હેતુ સમાજ આગળ એવું વાતાવરણ રજુ કરવાનો જ છે.

ઈ. સ. ૧૯૪૦ માં આ નવલકથા લખાઇ. નવલકથાને લખે આજે બે વર્ષ થઇ ગયાં છે. આ નવલકથા એ મારો પહેલો પ્રયાસ હતો. એટલે એમાં જો કોઈ ભૂલો રહી ગઇ હોય તો હું માર્ગદર્શન અને ક્ષમા માંગુ છું.

આ નવલકથાને માટે એટલું તો હું કહી શકું છું કે એની શૈલી તદ્દન જુદી જ છે—મેં એને વધારેને વધારે મૌલિક બનાવવા કોશીષ કરી છે.

વળી કેટલાક મિત્રોના આ નવલકથામાં ઘણે ઘણે સ્થળે ઘણા ઘણા ફેરફાર કરવાના સૂચનો હતાં—એ બધાં સૂચનો જો હું કરવા બેસુ તો આ નવલકથા એ 'શ્રીનીલા' ન રહે. મિત્રો એથી ખોટું ન લગાડે.

આથી વધારે હવે આ નવલકથા વિષે બીજુ શું હોય ? એક તો શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇનો આભાર માનું છું. અને બીજો ? શ્રી. કલ્યાણજી શુકલ જેવા જાણીતા કલાકારે જે ચિત્ર દોરી આપી મને ઋણ નીચે લીધો છે તેમનો.

મણીનગર
તા. ૩૦–૧૦–૪૨

રજનીકાન્ત શાહ

# ચોખવટ

**નવલકથાનું નામ શ્રીનીલા શા માટે?**

નીલાની દિલરૂબામાંથી એક વખત 'શ...શ્ર...શ્રી' એવો—લગભગ એવો જ સંગીત સૌરભ શબ્દ ઝમઝમી ઉઠયો હતો. એ વખતે સુકુમાર—રાધા–રોમીલા—મહમદ–બંસી—ભાનુ—મોહન સૌ હાજર હતા.

અને આ વખતે સુકુમાર હસતાં હસતાં બોલી ઉઠયો હતો 'ની...લા...'

આ વખતે મારા કાનમાં 'શ્રી' નો ગુંજારવ તો હતો જ અને એમાં 'નીલા' શબ્દ મળ્યો. તેથી મેં નવલકથાનું નામ 'શ્રીનીલા' રાખ્યું છે.

—રજનીકાન્ત શાહ



—The aim of reading as a whole is gradually to create an ideal life, a sort of secrect, precious life, a refuge, a solace, an eternal sorce of inspiration in the heart of the reader.

—*Arnold Bennett.*

# પ્રસ્તાવના

'આપણી ગ્રંથમાળા' નામની એક પુસ્તક શ્રેણી બહાર પડે છે, એને હું આવકાર આપું છું.

ગ્રંથમાળાઓ લાંબા સમય સુધી અમુક ધ્યેય સિદ્ધ કરવા ખાતર ચાલે તો આપણા સાહિત્યમાં બહુ સારી વિવિધતા અને ગ્રંથ સંખ્યા દાખલ થાય.

જુદા જુદા શોખ, જુદી જુદી વાંચન ભુખ, જુદી જુદી જરૂરીયાતો, એ ગ્રંથમાળાઓમાંથી પોષી શકાય એમ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ફાર્બસ સભા, સસ્તુ સાહિત્ય, વડોદરા રાજ્યનું કેળવણીખાતું, ગુજરાતી પ્રેસ, જેવી અનેક સંસ્થાઓ આવી ગ્રંથાવલીઓ બહાર પાડે છે અને આપણા સાહિત્યને સમૃદ્ધ કરે છે.

સંસ્થા બદ્ધ ન બનેલી વ્યક્તિઓ દ્વારા પણ કેટલીક સારી ગ્રંથમાળાઓ આપણને મળી છે, તેમાં 'આપણી ગ્રંથમાળા' નો ઉમેરો થાય છે.

એના સંપાદક ભાઇ સુધીર દેશી હજી તો કોલેજના દ્વારમાં બેઠેલા એક યુવાન વિદ્યાર્થી છે. સારૂ સાહિત્ય પ્રજાને આપવું અને સારા પરંતુ બહુ ટેકો ન પામી શકેલા સાહિત્યકારોની શક્તિનો પરિચય જનતાને કરાવવો એ એમનો સંકલ્પ છે.

આવા સંકલ્પશાળી અને આવા યુવાન સાહસિકને તેમના સાહસ માટે જરૂર હું ધન્યવાદ આપું છું. અત્યારની જગત પરિસ્થિતિ, મોંઘવારી, કાગળો મેળવવાની મુશ્કેલી અને લેખકોની વધી પડેલી છતના સમયે આવું સાહસ માથે લેવું એ બીજું કાંઇ નહીં તો ધન્યવાદ અને શુભેચ્છાને પાત્ર છે જ. મ્હારી પ્રથમ સલાહ તો એમને થોભાવાનું કહેતી હતી, વયની સાથે સાહસ ઘટતુ જાય એ

સ્વાભાવિક છે. એટલે આજના સંજોગોમાં એમ તો ન જ કહેવાય કે સાહિત્ય સેવામાં—સાહિત્યના પ્રકાશનમાં આંખમીંચીને ઝુકાવો.

પરંતુ તેમનો અવર્ણનીય ઉત્સાહ અને આદર્શપ્રિયતા મ્હારી શુભેચ્છા તો જરૂર મેળવે જ છે. મને સંપૂર્ણ આશા છે કે ગુજરાત પણ એમના પ્રત્યે એવી જ શુભેચ્છા દર્શાવશે અને તેમને પ્રોત્સાહન આપી આપણી સાહિત્ય સમૃદ્ધિમાં વધારો કરવાની તેમણે લીધેલી તકને સફળ કરશે.

યોજના જે વાર્ષિક લવાજમ લેવા ધારે છે તે એટલું મીત છે કે સ્હામે મળનારા લાભનો વિચાર કરતાં એ તદ્દન નહીંવત છે.

વ્યાપારમાં માનવી સાહસ કરવા પ્રેરાય, સાહિત્યમાં સાહસ કરનારા બહુ ઓછા છે. અને એ દૃષ્ટિએ પણ આ સાહસને અપનાવી લેવા જેવું છે.

માળાના પ્રથમ મણકા તરીકે તંત્રી મંડળના જ એક સભ્ય રજનીકાન્ત શાહની 'શ્રીનીલા' નામની નવલકથા આપવામાં આવે છે. ભાઈ રજનીકાન્તનો મને પત્રવ્યવહારથી ઘણો અને અંગત મુલાકાતમાં અલ્પ પરિચય થયો છે. એ ભાઈ હૃદયોર્મિને સદાય છલકતી રાખે છે અને આપણને ભય ઉપજાવે એટલી બધી મહત્વાકાંક્ષા સાહિત્ય ક્ષેત્રમાં ધરાવે છે. તેમનો પ્રથમ પત્ર વાંચી મને એમ તો થએલું કે એમના અક્ષર, એમની ઉર્મિ, અને એમની લેખીની આશાસ્પદ તો છે જ. એમને ટાગોરથી પણ ઉચ્ચ સ્થાને પહોંચવાની અભિલાષા છે અને એ અભિલાષા સફળ થાય એમાં આપણે સહુ ખુશી જ થઈએ. માત્ર એટલુંજ કે પોતાની કીંમત ઓછી આંકવામાં આગળ વધવાનો માર્ગ રહે છે, એ સમજાય તો ભાઈ રજનીકાન્ત પ્રગતી જરૂર કરી શકશે. એકદમ ટાગોર સાથે ન્હાનપણમાં જ શિખરે બેસી જવામાં આગળ વધવાનો અવકાશ ઓછો રહેશે એટલી જ તેમને મ્હારી સૂચના છે.

'શ્રીનીલા' સારી વાર્તા નીવડશે એમ મને ભાઈ રજનીકાન્તના પત્રલેખન ઉપરથી ખાતરી થાય છે. બે એક વર્ષ ઉપર તેમણે 'શ્રીનીલા' ની હસ્તલિખીત પ્રત મને વાંચવા મોકલી હતી. પરંતુ તે સમયના અભાવે હું વાંચી શક્યો નથી—જો કે ભાઇ રજનીકાન્ત તો માને છે કે એમનું પુસ્તક વાંચી મ્હેં પ્રેરણા પણ મેળવી છે.—ઉર્મીવિવશ પરંતુ સારી લેખન હથોટીવાળા લેખક જે કાંઈ લખે તે નજર નાંખી જવા સરખું તો હશે જ. વાંચકો એને વાંચી એનું સૌન્દર્ય તત્ત્વ સમજશે અને અસુંદર તત્ત્વ તરફ વિવેચકો આંગળી ચીંધી ભાઇ રજનીકાન્તને માર્ગ દર્શાવશે એવી મ્હને આશા છે.

આપણી ગ્રંથમાળાને, તેના સંપાદકને અને પ્રથમ મણકાના લેખકને આ પ્રથમ પ્રકાશન સમયે આવકાર આપું છું અને ગુજરાત પણ એમ કરે એવું ઇચ્છું છું.

વડોદરા
તા. ૨૮–૧૦–૪૨

રમણલાલ વસંતલાલ દેસાઈ.



# આભાર

આ પ્રસંગે અમોને જેમણે અમારા આ પ્રથમ સાહસમાં સાથ આપ્યો છે, તેમને અમે નહિ ભૂલીએ.

મુરબ્બી શ્રી. અમૃતલાલ જેસીંગભાઈ દલાલે અમારા જીવનમાં અનેરો ભાગ ભજવ્યો છે. માનવ જીવનમાંથી ગરીબી દુર કરવા તેમણે અનેક પ્રયત્નો કર્યા છે. આજે અમે આ નૂતન સાહસ તેમની હૂંફ તથા ઉત્સાહના આશ્રય હેઠળ ઉપાડીએ છીએ.

ભાઈશ્રી વાસુદેવ મહેતાએ અમોને જે પ્રોત્સાહન તથા માર્ગદર્શન આપ્યું છે, તે માટે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

ભાઈશ્રી ફીદાઅલી ગુલામઅલી ચટઈવાલા તથા કાંતીલાલ દોશીએ જે સાથ આપ્યો છે તે માટે આભાર.

ભાઈશ્રી રજનીકાન્તે જે જહેમત ઉઠાવી આ પ્રથમ નવલકથા આપી છે, તે માટે અમે તેમને નહિ ભૂલીએ.

શુભેચ્છકો તથા મિત્રોનો આવો જ સાથ જીવન દરમીયાન મલશે, તેમ અંતરની પ્રાર્થના છે.

નિરંજન દોશી.
સુધીર દોશી.

## -: અર્પણ :-

માનવજીવન સુખી કરવા જેમણે શકય
એટલા યત્નો કર્યા છે, તે શ્રીયુત
**લાલભાઇ જેસીંગભાઇ દલાલના**
અનેક ઉપકારના શુભ
સંભારણુ રૂપે.

નિરંજન દોશી.
સુધીર દોશી.
રજનીકાન્ત શાહ.

પ્રકાશક :

**આપણી ગ્રંથમાળા**

એલીસબ્રીજ

અમદાવાદ.

સખત મોંઘવારીમાં સસ્તુ અને સુંદર
સાહિત્ય આપનાર.

**આપણી ગ્રંથમાળા**

એલીસબ્રીજ

અમદાવાદ.



નિરંજન દોશી.
સુધીર દોશી.
રજનીકાંત શાહ.




# આપણી ગ્રંથમાળા

વર્ષ પહેલું.

પુસ્તક પહેલું.

કિંમત

રૂપિયા બે

: લેખક :

રજનીકાન્ત શાહ

નિરંજન દોશી.
સુધીર દોશી.
રજનીકાન્ત શાહ.

[૧]

**સા**ગર તટ પરની પેલી રેતીમાં બધા માનવોના જ પગલાંની ખૂબ છાપો પડેલી હતી.

સાંજનો સમય હતો એટલે બધાં લોકો ફરવા આવ્યા હશે.

દૂરથી સાથે સાથે એક યુવાન અને એક બાલા–પંદરેક વર્ષની લાગતી હતી, જોડે જોડે બન્ને આવતાં હતા. બન્નેના ચહેરા ઉપર કંઇક સામ્યતા હતી.

—પણ પેલી બાલાનું મુખ જરા ગંભીર હતું, યુવાનને તો જાણે કાંઈ કોઇની પરવા જ ન હોય તેમ ચોતરફની 'દૃષ્ટિ વડે' આબોહવા સૂંઘતો હોય તેમ ચાલતો હતો.

મૂંગા મૂંગા બન્ને આવતાં હતાં. પેલી રેતીમાં એમણે પગલાં માંડયા કે તરત જ પેલો યુવાન બોલ્યો 'હવે કાંઈ બહુ દૂર નથી જવાનુંને? કહી નાખ હવે જે કાંઇ કહેવું હોય તે આ તારી રેતીમાં જ?'

—પેલી બાલાને આ યુવાનને કાંઈ કહેવું હતું, ઘેર પેલી બાલાએ કદાચ યુવાનને એમ કહ્યું હોય કે 'સાગર કાંઠાની રેતીમાં કહીશ'—

'પણ ભાઈ જરા ધીમે ન બોલે...?' પેલી ગંભીર જણાતી બાલા બોલી.

પણ આ બાલાના પેલા ભાઇએ તો કાંઈ સાંભળ્યુંજ ન હોય તેમ લાગ્યું.

એક ચેવડો વેચનારની લારી જતી હતી તેના સામૂં જ તે જોઇ રહ્યો હતો. એણે એનાં ખિસ્સાં તપાસ્યાં–અને પછી જરા હસ્યો, એના ખિસ્સા–કોટના ખાનગી ખિસ્સામાંથી એક ઢબુ નીકળ્યો–પછી પેલી બાલા સામૂં જોઇને બોલ્યો:

'નીલા, જરા ઉભી રહે. હું ચેવડો લઈ આવું.' પેલી નીલા કાંઇ ન બોલી, ઉભી રહી ફક્ત એણે એક નિશ્વાસ નાખ્યો હતો.

—એનો ચેવડો લઇને એનો–નીલાનો ભાઈ આવ્યો.

'ચાલો આપણે ચેવડો ખાઇશું–અને પછી તારે જે કાંઇ કથા કરવું હોય તે કથા કરજે, ફરીને પેલી બાલાએ એક નિશ્વાસ નાખ્યો !

—એના મનથી એને જે કાંઇ કહેવું હતું તે હણાઇ ગયું તો નહિ હોય ને?–

સાગર કાંઠે આવી અને બન્ને બેઠાં.

'ચાલ નીલા હવે જે કાંઇ કહેવું હોય તે કહી નાખ.'

બીચારી ગંભીર નીલા વધુ ગંભીર બની. એને જે કાંઈ કહેવાનું હતું તે કહેવાની તેણે શરૂઆત કરી.

'ભાઈ, તું જાણે છે ને–મારા લગ્ન લેવાયાં છે.' નીલા કંઈક આગળ કહેવાની હતી. પણ એનો ભાઈ વચ્ચે તાડૂકયો. 'એમાં કાંઈ નવું કહ્યું છે? જાણીએ છીએ હવે !'

—પેલી નીલાના હૃદયને આ એનો ભાઈ સમજી શકયો હોય તેમ ન લાગ્યું. નીલાનું હૃદય ઘવાયું હશે?—

'મારે લગ્ન અટકાવવા છે, મને મદદ ન કરે?'

નીલા આ જ્યાં શબ્દો બોલી અને એનો ભાઈ ચમકયો. નીલાનું મોઢું તાકવા બેઠો. પણ પેલી નીલાના ગંભીર શબ્દોની કંઈક અસર અને આ નીલાના મુખ ઉપરનાં ગંભીર ભાવો બન્નેને લીધે નીલાના ભાઇનો ચમકારો તો અદ્રશ્ય થઇ ગયો. તે બોલ્યો:

'હું તો કાંઈ ન જાણું—બા–બાપુ કરે તેજ ખરૂં–કયાંક મને જ પછી ઘરમાંથી તગડી મૂકે તો ?'

પેલા એના જમીન ઉપર પડેલા બે હાથને હવામાં છુટ્ટા હલાવતાં આ નીલાના ભાઇએ તેનું હૃદય જાહેર કરી દીધું.

પેલી નીલાની આંખોમાં જરા આંસુ આવ્યાં. ફરીથી તે બોલી:

'પણ ભાઈ તારા સિવાય મારૂં કોઈ જ નથી.'

'ભલેને ! બા જે કરે તે જ સાચું. નથી કાંઇ ગરીબ શોધી આપ્યો. માલેતુજાર છે.'

—બેપરવાઇ આના શબ્દોમાં જણાઈ આવતી હતી–પણ પેલી સગી બહેનને ખાતર ?

હતાશ થએલી પેલી નીલાએ હવે બોલવું જ બંધ કરી દીધું.

—એની હૃદયવેદના એણે હૃદયમાં જ સમાવી હશે ?—

'હવે કાંઈ કહેવાનું બાકી નથી ને ?' દશબાર મિનિટ સુધી નીલા કાંઇ ન બોલી એટલે એનો ભાઇ બોલ્યો.

'ના—પણ બાને કે બાપુને આ વાત ન કહીશ ?'

'સારૂં' ભાઇએ ટૂંકામાં જ પતાવી દીધું. નીલા એક નિશ્વાસ નાખીને ઉભી થઇ.

તે ઉભી થઈ ત્યારે એના ભાઇને ખબર પડી કે નીલાની પાસે મૂકેલો એના અડધા ભાગનો ચેવડો તેણે ખાધો જ નહોતો.

'નીલા આ ચેવડો ?' નીલાના ભાઇએ તેને યાદ આપી હશે ?

'તું ખાને—આજે મેં મંગળવાર કરેલો છે'

નીલા બધું ભૂલી ગઈ હશે ? સહેજ હસતાં તે બોલી હતી.

'તું વળી મંગળવાર ક્યારથી કરે છે ?' નીલાનો ચેવડો ફાકતાં ફાકતાં નીલાનો ભાઈ બોલ્યો !

નીલા ઉભી થઈ હતી–ત્યારપછી તરત જ એનો ભાઇ પણ ઉભો થયો હતો.

હવે બન્ને જેવાં આવ્યાં તેવાં ઘર તરફ પાછાં જતાં હતાં.

જ્યારે આ બન્ને અંહી સાગર તટે આવ્યાં ત્યારે એમના મુખ

ઉપર જેવી ભાવનાઓ હતી તેવી જ ભાવનાઓ અત્યારે આ બન્ને જતાં હતાં ત્યારે પણ એમના મુખ ઉપર હતી.

થોડેક અંતર સુધી બન્ને ગયાં હશે—અને નીલાનો ભાઇ નીલાથી સહેજ આગળ ચાલતો હતો, તે બોલ્યોઃ

'નીલા ધીમે ધીમે કેમ ચાલે છે? જલ્દી કર બધાં ઘેર કહેતાં હતાં કે આજે સાંજે કાપડ લેવા જવાનું છે'

ધીરે ચાલતી નીલા કાંઇ બોલ્યા વગર જ જરા ઝડપથી ચાલવા લાગી—પણ થોડે દૂર ગયાં હશે, અને ફરી નીલા ધીમી પડી ગઇ.

'ચાલને ચાલતી હોય તો—'નીલાના ભાઇનો મિજાજ ગયો.

—નીલા એની વેદનામાં ચાલતી હશે. તેણે એના ભાઈ સામું જોયું. નીલાને ખબર પડી કે ભાઈ શાથી ગુસ્સે થયો છે.

નીલાના—આ બન્ને ભાઈ—બહેનના બાપુ દૂરથી આવતા હતા. ફક્ત તેમણે એક પંચ્યું—અને એક કેડીયું—વળી એક માથે ધોળી—પણ જરા મેલી, ટોપી એટલું જ પહેર્યું હતું.—પગ તો ઉઘાડા જ હતા.

બન્ને ભાઇ બહેનની નજીક તેઓ આવ્યાં. પછી બોલ્યાંઃ અલ્યા છ વાગ્યાના આવેલા આહીં—સાત વાગી ગયા છતાં હજુ પાછા નથી ફર્યા? તમે તે ધાર્યું છે શું? મેં તો માનેલું કે ઠીક—લગ્નના દીવસો એટલે ભલેને અડધી કલાક ફરી આવે—ચાલો હવે જલ્દી.'

નીલા, એનો ભાઇ, અને નીલાના બાપુ, ત્રણે સાથે જતાં હતાં. એમના ઘર તરફ?

—ના, ના, પેલાં કાપડવાળાની દૂકાને—નીલાના લગ્ન છે એટલે નવું નવું કાપડ ખરીદવા—

* * *

[ ૨ ]

રાત્રિ હતી. દશેક વાગ્યા હતા. પેલી નીલાનું મકાન હતું. નાનો સરખો ઝીણો દીવો અંધકાર ચીરવા વ્યર્થ પ્રયત્ન કરતો હતો.

એકલી નીલા જાગતી હતી. ઢીંચણ પર બે હાથ રાખી, તેના પર માથું મૂકી કંઇક વિચારતી હતી. ઝીણા બળતા દીવા પર તેની નજર ઠરી, પછી સ્હેજ હસીને તે બોલી.

'અંધકારને ચીરવા વ્યર્થ યત્ન કરે છે?' આતો નીલાનો પ્રશ્ન હતો—પેલા દીવાને કે પોતાની જાતને?—પણ ફરીથી નીલા બબડી: 'નીલા હવે તો સૂઈ જા' નીલાના મકાનમાં ઘડિયાળ હતું. એમાં દશના ટકોરા થયા. અને નીલા પોતાને આવું બોલી ગઈ.

પથારીમાં જાણે પડતું મૂકયું હોય તેમ નીલા પડી—પણ તેની વિચારમાળા અટકી ન હતી—એને એક સ્વપ્ન આવતું હોય તેમ બહુ જ ધીમે મીંચેલી—ઓછી મીંચેલી આંખોમાં લાગ્યું.

એની આંખો દ્વારા તે સ્વપ્ન જોતી હશે?—પણ જાણે એના સ્વપ્નમાં દર્દ હોય તેમ એની થોડી ખૂલ્લી આંખોમાંથી નાના સરખા બે આંસુ પડયાં.

'નીલા એમાં રડે છે શા માટે?' નીલાને લાગ્યું કે એના હૃદયમાંથી આવો જાણે પ્રશ્ન ઉભો થયો છે. એને તેથી નીલાએ

સહેજ–બહુ જ ધીમેથી હસીને એક હાથે પોતાના આંસુ લુછ્યાં.

—નીલાનાં આંસુ લુંછનાર કોઈ જ નહિ. !—

આખી રાત પસાર થઈ ગઈ, પણ નીલાની વેદના જરા પણ અટકી નહિ.

સવાર પડી પણ નીલાએ પોતાની પથારી છોડી ન હતી.

નીલા તો રોજ નિયમિત ઉઠતી. અને આજે મોડું થયું, એટલે તેની બા નીલા જ્યાં પડી હતી-ઉંઘવા વ્યર્થ પ્રયત્ન કરતી હતી–ત્યાં આવ્યાં અને તેઓ બોલ્યાં:

'નીલા ઉઠવું નથી ? સારા દિવસોમાં તબિયત ન બગડે સાચવજે.'

નીલાની બા જ્યારે આ ઓરડામાં દાખલ થઈ ત્યારે નીલા બેઠી થઇ હતી. એટલે નીલાની બા બોલેલાં.

નીલાની પાસે એક પાણીનો લોટો પડેલો હતો–પવાલામાં થોડું પાણી કાઢેલું જ હતું-નીલાએ તે પાણી વડે પોતાનો ચહેરો સ્વચ્છ કરવા પ્રયત્ન કર્યો.

આંસુઓથી ખરડાએલો ચહેરો કંઇક ઉજળાસ ઉપર તો આવ્યો–પણ પેલી હૃદય–વેદના હજુ દૂર નહિ થએલી. નીલાને પોતાને પણ એમ લાગ્યું કે, 'જાણે રોજ કરતાં આજે પોતાની આંખો કાંઇ નવું જ અનુભવે છે.'

ચહેરો સ્વચ્છ કર્યા પછી પણ નીલાએ એક હાથે બન્ને આંખો ઉપર જરા ભાર દઇ હાથ ફેરવ્યો હતો.

'આંખો આવી છે?' નીલાની બાએ નીલાનું આવું વર્તન જોઈ અનુમાન કર્યું.

'ના. પણ કંઇક તબીયત ઠીક નથી લાગતી.' નીલા ઉભી થઇને ઓરડા બહાર જવા પગલાં ભરતાં ભરતાં બોલી.

'તો ભાઈ સાથે દવા લેવા જા. પરમ દિવસે તો માંડવે બેસવાનું છે.'

નીલાની બા આવા શબ્દો બોલ્યાં કે તરતજ નીલાએ બા

સામે જોયું—નીલાને કેટલાક દિવસથી બાનું અને બાપુનું વર્તન પરાણે ગમવા આવતું હોય તેમ લાગ્યું.

'દવાની કાંઇ જરૂર નથી—મટી જશે. નીલાએ દાતણ માટે પાણીયાળાં તરફ નજર કરી હતી, અને તે બોલી.

'તો આરામ લે...' નીલાની બા બોલ્યાં.

'ના. ના...' નીલા જાણે હવે ઘરમાં જેમ બને તેમ ઓછું જ બોલવા માગતી હોય તેમ લાગ્યું.

ધીમે ધીમે તે દાતણ કરતી હતી. બહુ જ વખત ગયો—રોજ તો દાતણ કરતાં ભાગ્યે જ એને પાંચ દશ મીનીટ થતી.

—નીલા શા વિચારો કરતી હશે?—

નીલાનો ભાઈ નીલા પાસે જ દાતણ કરવા બેઠો હતો. પણ નીલાએ તેની સાથે જરા પણ વાત ન કરી.

કોઈ પણ બાબતની–હસવાની સુદ્ધાં નહિને.

નીલાના ભાઇએ નીલાને કહ્યું: 'નીલા હવે નહાવાનો વિચાર છે કે નહિ?'

કંઇ પણ બોલ્યા વિના નીલા નહાવા માટે મકાનમાં ચાલી ગઇ.

નાહ્યા પછી નીલાએ બહુ જ સાદા વસ્ત્રો પહેર્યાં હતાં–પોતાને તો હમણાથી કાંઇ ખાસ કામ કરવું જ નહોતું પડતું, એટલે નીલા પહેલાં જ્યાં બિછાનામાં પડી હતી, ત્યાં જ આવી–આજુબાજુ નજર કરી.

એક ખૂણામાં નવા જ કપડાંથી કંઈક બાંધેલુ હતું–મ્હોટું પોટલું હતું. નીલા તે પોટલાં પાસે આવી ઉપર બાંધેલું નવું કપડું તેણે છુટું કર્યું, અને અંદરથી–પોટકામાંથી–નવાં નવાં સાલ્લાઓ સાડીઓ વિગેરે બહાર કાઢી નીલા બધું જોવા લાગી. 'શેઠ તો પૈસાદાર લાગે છે. આટલું બધું સુંદર સુંદર મારે માટે?'

—પણ નીલા જ્યારે આમ તે કપડાં જોતી હતી ત્યારે નીલાના બાપુ આવ્યા.–તેમણે નીલાને આવી રીતે કપડાં જોતી જોઇ

એટલે બોલ્યા: 'નીલા એ તારાં કપડાં નથી. તારા માટે તો નવી ટ્રંક છે. કેમ ભૂલી ગઇ?' નીલા એના બાપુને જોવા લાગી. કાંઈ બોલ્યા વગર બીજા ઓરડામાં—જ્યાં ટ્રંક પડી હતી—તે તરફ તે જવા લાગી. એ જતી હતી તે વખતે નીલાના બાપુ બોલ્યા: 'આ કપડાં તો તારી બાને માટે છે—છતાંયે તારે મન જો કોઇ ગમી જાય તો તારી પાસે રાખજે—પહેરજે—એમાં શું!'

આ વખતે નીલાને પેલો દિવસ યાદ આવ્યો કે જ્યારે પોતે ભાઈ સાથે સાગર તટ ઉપરથી પાછી ફરતી હતી—દશેક દિવસ પહેલાં જ—એ વખતનું એના બાપુનું વર્તન!—પણ નીલા આ બધું યાદ કરતી—જ્યારે કંઇ વિચારે ચઢે ત્યારે ફક્ત એકજ નિશ્વાસ નાખે—એ સિવાય બીજું કાંઇ નહિ.

બીજા ખંડમાં નીલા આવી. એક મ્હોટી પટારા જેવી ટ્રંક પર તેની નજર ઠરી—એ તો પહેલેથી જ જાણતી હતી કે પોતાને માટે તો 'પટારો તૈયાર જ થઈ ગયો છે.'

—ત્યારે નીલા પેલું પોટકુંજ શા માટે જોયા કરતી હતી?—

પેલા મ્હોટા 'પટારા' ઉપર આવી અને નીલા બેઠી—કોણ જાણે વિચારમાળા અટકતી જ નહોતી—એકાએક મૂંગી નીલાની આંખો ભરાઇ આવી—એકલાં અશ્રુથી જ પોતાની જાતને જ નીલા કહેવા લાગી: 'નીલા, એમાં રડે છે શા માટે?'...પણ નીલાને તો રોજની રડવાની ટેવ જ પડી છે. એમાં શું?

—રડતી નીલા, અટકી તો ખરી. નીલા પોતાની જાતે જ હવે આશ્વાસન મેળવવા યત્ન કરે છે...નહિ? અને પોતાને તો જાણે એમ જ લાગ્યું છે કે હવે જીવનમાં જાણે મારે કોઇ છે જ નહિ.'

નીલા ટ્રંક ઉપરથી ઉભી થઇ. આમ તેમ બધે ફરવા લાગી.

—પણ નીલા વારંવાર ટ્રંક સામૂં જ શા માટે જોયા કરતી હશે?—

ફરી નીલાએ બોલવું શરૂ કર્યું: 'એ શેઠને બાપુએ આવતી કાલે બોલાવ્યા છે.....'

પણ આ શબ્દો નીલા જ્યારે બોલી ત્યારે નીલાની નજર એક બંધ કબાટ તરફ ફરી હતી. એ કબાટમાં નીલાના બાપુ એમની 'દૌલત' રાખતાં હતા.

—'કાલે તો કબાટમાં ખુબ નવું નાણું આવવાનું. નીલા જાણે ગાંડી બની ગઇ હોય તેમ લાગતું હતું. તે એકલી એકલી બોલ્યા કરતી હતી. શા માટે?

એ જ્યારે બોલતી હતી ત્યારે, એના ચહેરા પર એની આંખોમાં કોઇ નવું જ તેજ જણાતું હતું.

હમણાં જ નીલા રડી પડી હતી. છતાંયે...! ધર્મની એક ચોપડી એક ખૂણામાં પડી હતી. નીલાએ તે લીધી. બે ચાર પાનાં ફેરવ્યાં, ન ફેરવ્યાં અને પાછી હતી ત્યાં ફેંકી.

નીલાને પોતાનું બિછાનું-પેલી પથારી યાદ આવી હોય એમ જણાયું. નીલા ઉભી થઈ જતી હતી. પેલા પોટકાંવાળાં ઓરડામાં...

'મારૂં શું થશે?' સીધી નજર રાખીને નીલા આવું બોલી. એના બિછાના આગળ તે આવી–એક શેતરંજી અને એક ઓશિકું. હતાશ થઇને નીલા ત્યાં જ બેસી ગઈ...અને ફરીથી નીલાએ રડવાની શરૂઆત કરી દીધી.

સવારનો વખત હતો. અને તેથી નીલાની બાને રોજનો પૂજા–પાઠ કરવાનો વખત થયો હતો.

પેલી ધર્મની ચોપડી પડી હતી તે ઓરડામાં તેઓને જવાનું હતું. એ તરફ તેઓ જતાં હતાં. જતાં જતાં સ્હેજ સ્હેજ તેમની નજર નીલા બેઠી હતી તે ઓરડા તરફ ગઈ.

નીલાને આમ રડતી દેખી તેમની ચાલ જરા ઝડપી બની ગઈ–કહીશું કે દોડતાં તેઓ નીલા પાસે આવ્યાં.

'નીલા!...બા...શું થયું? સારા દિવસોમાં તો સ્હેજ આંખો દુઃખતી હોય એમાં તે વળી રડાતું હશે?'

ઉંચું જોતાં—નીલા બાની સામું જોઈ બોલી: 'એ તો સ્હેજ માથું દુઃખતું હતું.

'ઓહો—ચાલ હું તારા બાપુ સાથે દવા મોકલાવું છું'...એમાં રડવાનું ? ગાંડી નહિ તો !' આટલી જ નીલાની દરકાર બતલાવી નીલાની બા એમના પૂજા—પાઠ કરવા ઉપડયાં—એમના પૂજા—પાઠમાં મોડું થઇ જાય તો ભગવાન રીઝાય નહિ ને?—

—શું સેવામાં મસ્ત રહે છે?—

નીલાની નહિ...એમના ભગવાનની. નીલા બાની કદરદાની પર આફ્રીન થઇ ગઇ હોય તેમ એકી નજરે બાને જ જોઈ રહી હતી, પણ ધીમેથી છેલ્લે બોલી. 'વેડફી નાંખ્યું મારૂં જીવન.'

*　　　*　　　*

[3]

'આજે બપોરની ગાડીમાં કિશોરીલાલ શેઠ આવવાના છે, નહિ?' બીજે દિવસે જ્યારે નીલાની બા વાસણ ઉટકવા બેઠાં હતાં, ત્યારે એમની નજીકના મકાનમાં રહેતાં એમના પાડોશીના ધર્મ-પત્ની નીલાની બાને પૂછતાં હતાં.

'હા કંઇક આવવાના તો છે'–જાણે પરાણે વાત ઉડાવવા એક વ્યર્થ પ્રયત્ન કરતાં કરતાં નીલાના બા બોલી ઉઠયાં.

'આવે ત્યારે જોવા ખાતર મને જરા બોલાવજો તો ખરા. નીલાના દેવ–તમારા 'જમાઇ–રાજ'ને જોઇએ તો ખરાં.' પેલાં ધર્મ-પત્ની બોલ્યા.

'એમાં શું? આવજો ને.' નીલાની બાના મનમાં તો ના પાડવાની મરજી હતી–પણ કોણ જાણે ન છૂટકે પાડોશીનું અપમાન ન થઇ જાય એટલે પરાણે 'આવજોને' કહી દીધું.

વધારે વાતચીતે ચઢવાનો નીલાની બાનો વિચાર નહિ હોય એટલે એમણે જરા જોર-જોરમાં વાસણ ઉટકવા માંડયાં.

'કેટલી ઉમર હશે?' પેલાં ધર્મ-પત્ની એમનાં વાસણો જરા ધીમે-ધીમે સાફ કરતાં હતાં. એમણે કાંઇ સાંભળ્યું હશે કે નીલાના

દેવ તો જરા બડી ઉમરના છે પણ તેમને જરા મનમાં શંકા હતી. કારણ કે નીલા જેવી સારી છોકરીને ગમે ત્યાં ફગાવી દે એવાં કાંઇ આ નીલાના બા–બાપુ નહોતાં.

'ઉમર...?' નીલાની બા તો અટકી જ પડયાં. એમની જાતને ઉઘાડી પાડવા તેઓ ઇચ્છતા નહોતા. પણ એ તો કાંઇ ચાલવાનું નથી. આપોઆપ એમની જાત ખુલ્લી થવાની જ.

'કેમ ખબર નથી?' પેલાં પાડોશી ધર્મ–પત્ની બધું સમજી ગયાં હોય તેમ લાગ્યું. એટલે જાણે પોતે ટોણો મારતા હોય તેમ બોલ્યાં. પોતે પહેલેથી જ નીલા માટે કંઇક સત્ય મેળવ્યું છે તે બદલ પોતાની જાતને અભિનંદન આપવાનું તેઓ જરાયે નહિ જ ભૂલ્યાં હોય !

'ખબર? આજે આવવાના તો છે જ—' આવજોને '—મને બરાબર યાદ પણ નથી.' પોતાની જાતને ઢાંકવા જતાં ભૂલથી પોતે ધર્મ–પત્નીને આમંત્રણ આપી દીધું.

—જે સત્ય જાણીતું છે તે શું બહાર આવ્યા વગર નહિ રહે?—

'સારૂં' પેલાં ધર્મ–પત્ની થોડીવારે આટલું બોલી અટકયાં: —'પણ આવે ત્યારે મને બોલાવવા નહિ આવો?' કંઇક આગળ વિચાર આવતાં તેઓ બોલ્યા.

'અવાશે તો આવીશ' હવે જાણે પોતાની જાત છૂટી ગઈ હોય તેમ બેદરકારીથી નીલાની બા બોલ્યાં.

'બપોરે આવવાના છે એટલે હું બપોરે આવીશ.' આમંત્રણ તો મળેલું જ હતું એટલે પછી ધર્મ–પત્ની સમજી ગયાં કે લગ્નનાં કામકાજ એટલે જરા વહેલું મોડું થાય અને કદાચ બોલાવવા ના આવે.

—પણ આ વખતે જ બરાબર નીલાની બા બધાં વાસણો ઉટકી રહ્યાં હતાં.—એટલે ફરીને 'સારૂં' કહી તેઓ ચાલ્યાં ગયાં— સીધાં એમના મકાનમાં જ !

તેઓ ગયા પછી પેલાં ધર્મ–પત્ની આ નીલા જે આ શેરીમાં

રહેતી હતી–તે શેરીમાં જ રહેતાં હતાં. તે શેરીમાં તેઓ ધર્મ–પત્નીના નામથી જ બહુ જાણીતા થએલાં હતાં–કારણકે એમના પ્રિય પતિનાં તે પત્ની–તેઓ જે કાંઈ કહે તે બધું તેઓ માનતાં જ–વળી પૂજાપાઠ મંદિર–અને આખ્યાન–વ્યાખ્યાનોમાં એમના સિવાય બીજું ભાગ્યે જ કોઇ ઝડપથી ફરી વળતું હશે–!

આ બધી એમની રોજ–સવારની ટેવો હતી. ધર્મ–પત્ની પણ તેમના વાસણો ઉટકી રહ્યાં એટલે તેઓ પણ સીધાં ઘરમાં આવ્યાં. એમના પતિરાજ તે વખતે–આંખે ચશ્મા ચઢાવી રામાયણ વાંચવાની શરૂઆત કરતા હતા–પણ પતિરાજે રામાયણના ભાગ્યે જ બે ચાર પાનાં ઉથલાવી નાખ્યાં હશે અને એટલામાં ટપાલી આવ્યો–એક કાગળ તેણે ધર્મપત્નીવાળાં મકાનમાં આપ્યો અને બીજો એક પત્ર–ના રે ના. બીજા બે પત્રો તેણે નીલાની બાના ઘરમાં ફેંકયા.

હસતાં હસતાં—આ બાજુ નીલાના પાડોશીવાળા ધર્મ–પત્નીના ઘરમાં પેલા પતિરાજે આખો કાગળ એમના ઉપર આવેલો વાંચી કાઢયો અને પછી તેઓએ સંક્ષિપ્તમાં જ સીધ્ધું એમના ધર્મ–પત્નીને જણાંવી દીધું કે : ' સુકુમાર ચોથે દિવસે આવે છે. '

—વળી આ સુકુમાર કોણ ?—

' એને તો નાહક તમે ઉત્તેજન આપો છો—પૂરા હજુ પંદર દિવસ પણ નથી થયાં અને એટલામાં તો ટૂરમાં પચાસ રૂપીઆ બગાડી નાખ્યા. '

સુકુમાર તો આ પતિ—પત્નીનો એકનો એક પુત્ર જણાયો.

' કોલેજના દિવસો અને વળી તેને રજાઓ હતી. એને ટૂરમાં જવાનું ખૂબ મન હતું અને મોકલ્યો એમાં શું ? —આપણે તો બહુ તિર્થધામો ફર્યાં હવે છોને એ ફર્યાં કરે. ' આ ધર્મ—પત્નીના પતિ મંજુભાઈ બોલ્યાં—મંજુ ભગતના નામથી તેઓ આ શહેરના બધાંયે મંદિરમાં જાણીતા થયાં હતાં ! પેલાં ધર્મ—પત્નીનું નામ તો કમળા હતું. પણ બધા તેમને કમળામાસી કહેતાં.

—ઠીક.—

પેલા નીલાના મકાનમાંથી નીકળતાં નીલાના બાપુ બન્ને પત્રો જોતા હતા–પણ એક પત્ર તો નીલા ઉપરનો જણાયો.

નીલાના બાપુ જરા હસ્યા–'હોય એમાં શું–'

'નીલા' એમણે નીલાને બુમ મારી.

'નીલા, ફરીથી તેમણે ઘોઘરો તાણ્યો.

'આવું છું ને.' બહૂ જ ધીમા પગલે નીલા આવતી હતી.

'—આ તારો પત્ર છે.' લૂખ્ખે લૂખ્ખું હસતાં હસતાં નીલાના બાપુ પેલો જે બીજો પોતાના ઉપરનો પત્ર હતો તે ખોલી અને વાંચતા હતા–શરૂઆત કરતા હતા.

નીલા તો પોતાના ઉપરનો પત્ર જોઇ જ રહી–ભૂતકાળનું એના મુખ ઉપરનું હાસ્ય આજે વેડફાઇ ગયું હતું. નીલા જ્યાંથી આવી હતી ત્યાં જ પત્ર લઇને ચાલી ગઈ–પેલા ઓરડામાં.

નીલાના બાપુને નીલાની બા પૂછતી હતીઃ

'પત્રમાં શું લખ્યું છે? આજે જ આવે છે ને? કેટલા રૂપી...ની વાત કરે છે?'

'ખાલી એ તો આજે આવવું જ છે, એમ લખે છે. અહીં આવશે પછી વાત છે ને—દશ આંગળાંથી ઓછી વાત જ નથી કરવી—જે થાય તે ખરૂં!'

'હાસ્તો, નહિતર બીજા કયાં નથી પડયા!' નીલાના બાપુ ધબ દઇને બોલી ગયા અને નીલાની બાએ ટપ દઇને ટાપશી પૂરી.

—પેલી નીલા એના ઓરડામાં એના પેલા બિછાના ઉપર આવીને બેઠી. પત્ર સામું જોઈ જ રહી. હજુ વાંચવાની તેણે શરૂઆત—કવર જ ફોડયું નહોતું ને! ગાંડી–નીલા એની કોઇ વિચિત્ર નિરાશામાં આમ પત્ર જોઇ રહી હતી–એજ વખતે–બરાબર એ જ વખતે, નીલાનો ભાઈ એને કાંઇ બહાર જવું હતું એટલે કોટ પહેરવા અહીં આ નીલાના ઓરડામાં આવ્યો હતો. તેણે નીલાને આવી દશામાં જોઇ એટલે બીચારો ભોળો હસીને બોલ્યોઃ 'નીલા કોનો કાગળ આવ્યો છે? મને જોવા તો દે.'

કાંઈ પણ બોલ્યા વગર મૂંગી નીલાએ મૂંગા મૂંગા જ પેલો પત્ર એના અઢાર વર્ષના ભાનુભાઈના હાથમાં મૂકી દીધો.

ભાનુએ તે પત્ર–કવર ફોડયું. કાગળ કાઢયો. ઉપર લખ્યું હતું...અને આ ભાનુભાઇએ એક હાથે મોઢું ઢાંકી–દાબી દેતા સીધ્ધો નીલાને તે પત્ર પાછો આપ્યો.

ભાનુભાઇ તો હસતા હતા!

'કેમ હસે છે, ભાનુ?' નીલાથી રહેવાયું નહિ નીલા બોલી.

'તું જ વાંચને' નીલાને એના ભાઇએ કહ્યું. નીલાએ પત્રમાં સહેજ દ્રષ્ટિ કરી. પછી કાંઇ પણ બોલ્યા વગર પત્રને નીચે મૂકી દીધો. નીલા બોલવા લાગીઃ 'ભાઈ મારૂં નહિ જ માને ને?'

'આપણી આગળ તો એ વાત જ ન કરવી. તને ત્યાં દુઃખ શું પડવાનું છે એ કહેને? આવા માલેતુજાર ફરી કોઇ નહિ મળે?'

'ઠંડા કલેજે પેલો ભાનુ બોલી ગયો. એના હૃદયમાં માતા–પિતાની બીક સિવાય બીજું કાંઇ ખાસ જણાતું નહોતું. બહેન પ્રત્યે તેને લાગણી તો હતી જ, પણ બહેનનું દુઃખ તે સમજી શકયો નહિ હોય.

'ભાનુ.' હવે આગળ નીલા ન બોલી શકી. પેલા પત્રો–ના–રે ના પત્ર ઉપર નીલાની હૃદય–વેદના ઉતરી એની આંખનાં આંસુ પેલો ઉભેલો એનો ભાનુભાઈ લૂંછી શકે એમ નહોતો. એણે તો આસ્તે રહીને ત્યાંથી ચાલતી પકડી હતી.

—નીલાના આંસુ કોઇ લૂંછી નહિ શકે?'

નીલાની વેદનાએ તો આજે ગંભીર સ્વરૂપ લીધું. નીલાએ પેલા પત્રનો એની મુઠ્ઠીમાં કચડી નાખી ડૂચો વાળી નાખ્યો–એની આંખનાં આંસુ લૂંછવા માટે જ!

—અને સાચે જ નીલાના આંસુ એ પત્રના લખનાર સિવાય બીજું કોઈ લૂંછી શકે એમ નહોતું જ.

નીલાએ તે પત્રનો ડૂચો વાળી પોતાના પગ આગળ મૂકયો. આંસુ–ચહેરે થોડીવાર સુધી તે પત્ર સામું જોઇ જ રહી.

થોડીવારે જ્યારે તેના આંસુ ઓછાં થયા ત્યારે તેણે પત્ર ખુલ્લો કર્યો. વંચાય માટે જ.

નીલાના ભાવી–દેવ પેલા કિશોરીલાલ શેઠનો એ પત્ર—

—પોતે આવે છે. નીલાના માટે જે ખાસ પોતાના જ રૂપીઆથી જે 'પટારો' આ નીલાના ઘરમાં આવી પડયો હતો, તે પટારામાંથી સુંદર સુંદર કપડાં કાઢી–પહેરી–અને તૈયાર રહે. પોતે પણ નવા જ સિવડાવેલા કપડાં પહેરીને આવનાર હતા. નીલાને માટે તાજુ જ ખાસ 'સ્વીટ્ઝરલેન્ડ'માંથી મંગાવેલું કાંડા ઘડિયાળ લાવવાના હતા. નીલા પોતાના કરતા સુંદર છે જ પણ વધૂ આકર્ષક બની બેસવાનું તેઓ નીલાને કહેતા હતા—

આટલો જ કિશોરીલાલના પત્રનો ટૂંકસાર. નીલાએ પત્ર પૂરો કર્યો. વાંચી કાઢયો.

—આ પત્ર ફાડી નાખવા જેટલી નીલામાં શક્તિ નહિ હોય?—

ફક્ત નીલાએ ફરીને તે પત્રનો ડૂચો કરી નાખ્યો. અને 'એને' એક ખૂણામાં ફગાવી દીધો.

થોડીવારે નીલાએ ફરીને પેલા કિશોરીલાલના પત્ર–ડૂચા તરફ નજર કરી. ખૂણામાં જ.

થોડી વાર જમીન સામે જ જોયાં કરે–અને થોડીવારે પાછું પેલાં ડૂચા તરફ જોયાં કરે!

અડધો કલાક થયો પણ નીલા–વિચિત્ર નીલાની હજુ આવી જ સ્થિતિ હતી.

નીલા ઉભી થઈ. ડૂચો–કિશોરીલાલના પત્રની 'ભાવનાઓનો' ડૂચો ફરીને હાથમાં લીધો અને એકલી એકલી બોલી:

'પહેલી વખત તો મેં તમને બરાબર વાંચ્યા નથી–ફરી તમને બરાબર વાંચુ......પછી મારી એક વાત માનશો?'

ફરીને નીલાએ પત્ર–ડૂચાનો પત્ર બનાવ્યો, વાંચવા માંડયો અક્ષરે–અક્ષર.

નીલાના મુખ ઉપરની ભાવનાઓથી નીલા બહૂ જ કઠણ હૃદય રાખીને પત્ર વાંચતી હોય તેમ લાગ્યું. પૂરો પત્ર વાંચી ગઈ.

—બરાબર ધ્યાન દઇને આ વખતે નીલા સ્હેજ હસી. જરાયે ન રડીને—પોતાની જાતે તેણે આશ્વાસન મેળવ્યું હશે?

"ના એણે તો હવે એમ જ માની લીધું કે 'મારે જાણે હવે સદાયની નિરાશા જ છે.'

—નીલાના મુખ ઉપર આવી કાંઈ ભાવના હતી.

નીલાએ કિશોરીલાલના પત્રના તેમના હસ્તાક્ષર સાથે ટૂકડે ટૂકડા કરી નાખ્યા. બહુજ ઝીણા—અને પછી બીજા માળની બારીએથી સીદ્ધા નીચે જ ફેંકી દીધા—પણ પેલું કવર?

—નીલાની શેતરંજી ઉપર તે કવર—હવે તો નકામું જ કવર—નકામુંજ હતુંને?—પડયું હતું. નીલા પેલા ઝીણા ટૂકડાઓને ફેંકી આવી ત્યારે તેને તે ખબર પડી. તેણે તે કવરને ઉપાડયું.

'તું બાકી છે?'

બીચારા જડ કિશોરીલાલના હાથથી—હૃદયથી પોસ્ટઓફિસ મારફતે આવેલા એ કવર સામું જોતાં જોતાં નીલાએ કવરને પૂછયું.

પણ કોણ જાણે એ કવરે જવાબ નહિ આપ્યો હોય એટલે નીલાએ પોતાના બિછાના ઉપરથી તેને દૂર કર્યું.

—રાત્રી હોત અને કદાચ પેલો ઝીણો દીવો સળગતો હોત, તો નીલાએ આ કવરને બાળવા યત્ન કર્યો હોત, અને તેથી નીલાના ઓરડાનો અંધકાર તો જરા દૂર થાત જ.

નીલા એના બિછાના ઉપર પડી—શેતરંજી અને ઓશિકાને કંઇક કહેવા લાગી:

'મારા જીવનમાં આજે તો તમે એ જ મારા સાથી બની ગયા છો—મને એકલીને જ અહીં રાખજો—મારા જીવનમાં એ સિવાય તમે શું મદદ કરવાના હતા?'

આવું આવું ગાંડું ગાંડું નીલાનું વર્તન હતું. છતાંયે નીલા ધારે ત્યારે હસી શકતી. ઇચ્છે તે ઘડીએ જ ડાહી બની બેસતી. એના મુખ ઉપર અંધકાર નહોતો—તેજ હતું. બહૂજ તેજસ્વી...

નીલા અસાધારણ વ્યક્તિ હતી.

* * *

[ ૪ ]

સ્ટેશન તરફથી એક ઘોડાગાડી ધમ્–ધમ્ કરતી આ સાગર તટ ઉપરના શહેરમાં આવતી હતી.

આ ઘોડાગાડીનો ઘોડો જરા વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો હશે એમ લાગતું હતું. કારણ કે એનો હાડપીંજરીયો હાંકનાર તે બીચારા વૃદ્ધ અશ્વને વારેઘડીએ ચાબૂક ફટકાવતો હતો.

શું કરે ?

—ઘોડાગાડીમાં પેલા કિશોરીલાલ શેઠ હતા. કાશ્મીરી ટોપી એમણે પહેરેલી. જરા વાંકી સરખી મૂકી હતી. મોઢા ઉપરની કરચલીઓ દૂર કરવા માટે તેમણે એક વ્યર્થ પ્રયત્ન કર્યો હોય તેમ લાગતું હતું. એમના એક હાથમાં હાથ–રૂમાલ હતો. નવો જ લાગ્યો—વારંવાર તેઓ કોણ જાણે કદાચ ભૂલથી જ તે હાથ–રૂમાલને નાકમાં ખોસવા પ્રયત્ન કરતા હતા. એમની બે આંગળીઓ વચ્ચે ધોળી બીડી લટકતી હતી. પગે તો એમણે જોડા પહેરેલાં હતા હોંકે ! એમના કપડાનો ઠાઠ કહેવાનું તો રહી જ ગયું. એમનું ગળું પણ એમની રજા વગર હાલી શકે એમ નહોતું. કેમ ? કોટનો કોલર બહુ જ સજ્જડ રીતે ગળા ઉપર દેવાઇ ગયો હતો—જાણે કે ગળે ફાંસો જ લીધો હતો.

અને તે કોટ કાંઈ જેવો તેવો નહોતો લાગતો, ખાસ ચીનમાં તેમણે તે કોટનાં કપડા માટે સ્પેશીઅલ ઓર્ડર કરેલો હતો, અને ધોતિયામાં ? એમાં તો કાંઈ કહેવાનું જ નહોતું. એ એટલું બધું ઝીણું તો હતું કે કાંઇ કહેવાની જ વાત નહિ.

અત્યારે તો આ ગાડીમાં બેઠાં બેઠાં જાણે જગત નિહાળતાં હોય તેમ તેમની આંખોનો દૃષ્ટિપાત ઘડી બે ઘડીને માટે ઘોડાગાડીની બહાર છોડતા હતા. એકાએક તેમને લાગ્યું કે આ ઘોડાગાડીવાળો બહુ જ ધીમેથી હાંકે છે, એટલે તેઓ બોલ્યા: ‘જરા ઉતાવળનું કામ છે. આવતી કાલે તો લગ્ન છે એટલે આજે ને આજે તાત્કાલિક એક કામ પતાવી પાછા જ ફરવાનું છે. જરા જલ્દી હાંક, બે આના વધારે...’ પણ એકદમ એક પાનવાળાની દુકાન ઘોડાગાડીની બહાર તેમણે જોઈ એટલે અટકી ગયાં, કારણ કે હજુ સુધી તેમણે પાન–મુખ–પ્રાસ કર્યું જ નહોતું.

મોઢું બતલાવવાનું છે એટલે એમાં લાલી તો હોવી જ જોઇએ ને ?

એકદમ ઘોડાગાડીવાળાને તેઓએ કહ્યું: ‘જરા ઉભી રાખ તો.’

બીચારો હાડપીંજરીયો ઘોડાગાડીવાળો જરા ચમકારા સાથે વૃદ્ધ ઘોડાની લગામ જોરથી ખેંચી બેઠો. ગાડી–દોડતી ગાડી ધબ દઇને અટકી જ ગઇ.

‘કેમ શેઠ ?’ એણે એના હાથમાંની પેલી ચાબૂક એના મુળ સ્થાન ઉપર મૂકીને પૂછ્યું.

‘જરા પેલી દુકાનેથી મસાલેદાર એક પાન લાવને–બે લાવજે –એક બાંધીને–પડીકામાં લેતો આવજે–અને વળી તારે ખાવું હોય તો ત્રણ લાવજે.’

કોણ કહે છે શેઠ ઉદાર નથી ? પેલો ગાડીવાળો તો શેઠ સામૂ જોઇને પૈસા લઇને શેઠનું કામ કરવા ઉપડી ગયો–શેઠ વિચારે ચડ્યા: ‘હું જ નીલાને પાન ખવડાવીશ’ તેઓ ઘોડાગાડીમાં પણ

ધીમેથી આટલું બોલી ગયા—આગળ તેઓ બોલવાના હતા—પણ રસ્તા વચ્ચે આ ઘોડાગાડી ઉભી હતી એટલે આ ગાડીની પાછળ આવતી એક મોટરમાંથી પમ્-પમ્નો અવાજ સાંભળી કિશોરીલાલ શેઠની પેલી પાનની ખાનગી વાત-વિચારનો દમ ધબ દઇને ઉડી ગયો. શેઠ જરા ચમકી ઉઠયાં હતા.

પેલો ગાડીવાળો ઝપાટાબંધ પાન લઇને આવ્યો. તેઓ જોઈ શકતાં હતાં કે ગાડીવાળાએ પણ પાન ખાધું છે, છતાં પણ તેમેએ પૂછ્યું:

'તેં ખાધું'ને?' ગાડીવાળાએ એનું ડોકું હલાવી હા પાડી.

હવે શેઠ ગાડીમાંથી બહાર નીહાળતાં નીહાળતાં વિટંબણાઓમાં કંઈક વિચારવા લાગ્યા.

પાન ખાતા કિશોરીલાલને લાગ્યું કે હવે ઘોડાગાડી ખૂબ જોરમાં દોડે છે.

હવે તો નીલાની શેરી આવવાની બહુ વાર નહોતી. પણ એટલામાં શેઠની નજર એક દૈનિક વેચનાર ઉપર પડી. એટલે તેમણે એક બુમ દૈનિકવાળાને પાડી. એટલે દૈનિક વેચનારો દોડતો આવ્યો. રોકબંધ કિશોરીલાલે દોડતી ગાડીએ એક દૈનિક ઝડપથી પકડી ખરીદી લીધું.

પણ તેમણે પછી વાંચ્યું કેમ નહિ? અમુક ઢબે જ તેને તેઓએ વાળ્યું અને ફક્ત એક જ હાથે નહિ પણ બે હાથે પકડી રાખ્યું-કદાચ પડી જાય તો!

નીલાના બાપુ શેરી બહાર એમ-તેમ આંટા લગાવતા હતાં. પેલી ગાડી આવી અને કિશોરીલાલને તેઓએ જોયાં-એટલે જરા ખુશી થયા હોય તેમ લાગ્યું. હસવાનો તો જાણે વ્યર્થ પ્રયત્ન જ આદર્યો હોય તેમ થોડું હસીને 'નમસ્કાર' કરીને, 'આવ્યા કે' એટલું જ કહી દીધું.

સામા કિશોરીલાલે એમની 'યુવાની-દાખવે' માટે નમસ્કાર

-ન જ કર્યો–અને એક યુવાનની માફક ગાડીમાંથી તેઓ કૂદી પડયાં–પણ અફસોસ ! એમનાં એક પગમાં એમનું ધોતીયું ભરાઈ ગયું. રાણી છાપના એમણે પગે બુટ પહેરેલાં અને જરા પાતળું ધોતીયું એટલે ફાટી ગયું !

'અરે ! અરે !' નીલાના બાપુ બોલ્યા. આજુબાજુ કેટલાક ઉભા હતા તેમણે આવું જોયું અને જરા હસ્યા. પેલા કમળામાસી એમના મકાનના બીજે માળની બારીએથી આ જોતાં હતાં. તેઓ હસ્યા નહોતા. 'બીચારી નીલા' આટલું તેઓ બોલ્યા. 'પણ આ શેઠ એકલા જ કેમ આવ્યા ? એવો એક વિચિત્ર પ્રશ્ન કમળામાસીને થયો. પેલા ધર્મ–પત્નીને.

ઉપરનો બનાવ બન્યો એટલે કિશોરીલાલનું મુખ જરા ઉતરી પડયું હતું—પણ જેને દંભ લાવવો હોય તે જરૂર લાવી જ શકે. એટલે ફરીને તેમણે જરા ખુમારી શોધી અને પછી ગાડીવાળાના પૈસા ચૂકવી નીલાના બાપુ સાથે હસતા હસતા એમના ભરાતા પગલાં સામું જ જોતાં ખૂમારીથી 'ડગ' ભરવા લાગ્યા.

નીલાની બા એમનું સ્વાગત કરવા હાજર જ હતી. એમણે એમના આ જમાઈરાજનાં ઓવારણા લીધા અને ઘરમાં આવવાની પછી રજા આપી.

પણ નીલા કયાં ?

પરાણે જાણે નીલા છૂપી રહેવા પ્રયત્ન કરતી હોય તેમ તેના ઓરડામાં એના બિછાના ઉપર ગુંચળું વાળીને સૂઇ ગઇ હતી.

બીચારી નીલા !

'નીલાની તબિયત જરા ઠીક નથી. સાંજ સુધીમાં આરામ થઈ જશે. કાલે વાંધો નહિ આવે. નીલાના બાપુ જાણે સાધ્ધી પૈસા માટેની જ માંગણી કરતા હોય તેમ અગર કિશોરીલાલની આજુબાજુ દષ્ટિપાત કરવાની રીતથી નીલાની શોધમાં છે એમ માનીને બોલ્યાં.

'હાં–પણ આ ધોતિયું બદલવું છે ને?' પેલું ધોતીયું ફાટી ગયું હતું તેના ઉપર નીલાના બાપુની નજર પડી. એટલે નુકશાન થએલ વસ્તુની તેમને તરત જ યાદ આવી ગઇ.

'કાંઇ નહિ...છતાં લાવોને–સારૂં લાવજો.' જાણે ન છૂટકે કિશોરીલાલ બોલતાં હોય તેમ બોલ્યાં–અને બનતા પ્રયત્ને તેમણે તેમની શેઠાઇ દૂર કરી નહોતી.'

નીલાની બાએ એક નવું જ ધોતીયું 'ધોતીયાની જોડ'માંથી ફાડી લાવી, અને કિશોરીલાલને આપ્યું. એમણે હાથ વડે તે જોયું. જાણે એમને કાપડ જાડુ લાગતું હોય તેવું તેમણે વર્તન પ્રદર્શિત કર્યું. –પણ એમનું કાંઈ વળે તેમ નહોતું, કારણકે એમના 'રાણી છાપના બૂટે' મ્હોટો ચીરાડો એમના નીલાના ઘરનાં પહેલી જ વખતના ગ્રહપ્રવેશ વખતે ધોતીયાને આપી દીધો હતો.'

પાડોશીઓની અવરજવર હવે શરૂ થઈ ગઇ હતી. પેલાં ધર્મ–પત્ની તો એમના ઘરનું કામ બહૂ જ ઝડપથી પૂરૂં કરીને આવ્યાં. ધોતીયું બદલતાં પહેલાં કિશોરીલાલ શેઠ એમના વસ્ત્રાલંકારો દૂર કરતા હતાં તે વખતે જ.

આવતાની સાથે તેમણે સંસ્કારની રીત જણાવી દીધી.

'જે શ્રી. કૃષ્ણ.' પેલાં ડઘાઇ ગએલાં કિશોરીલાલને શો જવાબ આપવો તેની મૂઝવણ તેમનામાં બહૂ વખત ન રહી તેઓ તરત જ –કહો કે ભૂલથી જ બોલી ગયાં–'જે શ્રી. કૃષ્ણ.'

કમળામાસી જરા પક્કા લાગ્યા–એક તરફથી તેઓ નીલા માટે કંઇક લાગણી બતલાવતાં હતાં. જ્યારે બીજી તરફથી તેઓ કિશોરીલાલ–નીલાની બા અને નીલાના બાપુનું વર્તન અને બાજી જાણવા માંગતા હતા.

આ 'ધર્મ–પત્ની'ની વ્યવહારશીલ મૂર્તિ કોઈ કાચી પોચી કે જેવી તેવી નહોતી.

નીલાના બા–બાપુને લાગ્યું કે આ બધાં પાડોશીઓ અહીં

આવ્યાં છે...એટલે એમની રૂપીઆ બાબતની પેલી 'ખબરદારી' ક્યાંક ઉડી જતી જણાઇ.

મૂઝવણનો તે વળી કાંઈ ઉપાય છે? થાય શું? પડોશીઓ પોતાના જમાઇરાજના દર્શનાર્થે આવે એટલે ઓછા જ કાંઈ તેમને કાઢી મૂકાય છે.

છતાં નીલાના બાપુએ અશિષ્ટ વર્તનની શરૂઆત કરી દીધી.

આ વખતે કિશોરીલાલ ધોતીયું સુદ્ધાં બદલીને તૈયાર થઈ ગયા હતા.

'જરા ઉપર ચાલોને–મારે ખાનગી તમને જરા કહેવાનું છે. પૂજાપાઠવાળાં ઓરડામાં જ જઇશું–ચલો.'

કિશોરીલાલ સાથે આવવાના જ હતા એવી એમનામાં શ્રદ્ધા હતી, એટલે તેઓએ સ્થળ સુદ્ધાં કહી દીધું.

'ચલોને એમાં શું?–પણ મારે તો લગ્નની ધામધુમ કેવી રીતે કરવાના છો એટલું જ જાણવું હતું એટલે હું અહીં આવ્યો છું–માટે મને જલ્દીથી મુક્ત કરજો–એટલે સાંજ પહેલા હું રવાના થઇ શકું–ત્યાં પણ મારે કામ તો ખરૂં જને?'

કિશોરીલાલ શેઠ એમના પેલા યુવાનીના રંગ ભૂલી ગયા અને નીલાના બાપુ જેવા બની ગયા–નીલાના બાપુ શા માટે એવું બોલ્યા હતા તે તેઓ સ્હેજમાં જાણી ગયા હતા–એટલે તેઓએ પણ બાજીને ઉથલો આપવામાં સાથ આપ્યો.

કમળામાસી અને બીજા બે ત્રણ પાડોશીઓના મોઢાં જોવા લાગતા હતા–મૂંગા જ બેસી રહેલા–જે બીજા પડોશીઓ હતા તેઓ તો ખાસ કિશોરીલાલને જ જોવા આવ્યાં હતાં–એટલે તેઓ તો તરત જ ચાલ્યા ગયા, પણ ધર્મ-પત્ની?

—બાજી જાણવા માટે ઇચ્છનાર કમળામાસીએ તો નીચે જ પલાંઠી લગાવી હતી. 'જરા બેસો અમે આવીએ છીએ' નીલાની બા કાંઇ રૂપીઆની 'ખબરદારી' ભૂલે તેવાં નહોતાં. સ્હેજ હસીને

તેઓ આવું બોલ્યાં. પણ નીલાના બાપુ જરા વ્યવહારશીલ વધારે હતા–તેઓએ તરત જ જરા કડક નજરના મિશ્રણ સાથે નીલાની બાને કહ્યું:

'તું તારે બેસવું હોય તો બેસને કમળાબહેન સાથે; એકલાં તે વળી તેમને મૂકાતાં હશે—'

'બરાબર છે' યુવાની તો ઉડી ગઇ–અને પ્રૌઢાવસ્થાની ટાપશી કિશોરીલાલે નીલાના બાપુમાં પૂરી દીધી.

'સારૂં ત્યારે.' નીલાની બા ત્યાં જ બેસી ગયાં અને પેલાં બન્ને, દાદરો ચઢયાં.

કમળામાસીએ પૂછયું: 'નીલા કયાં છે?' કંઇક વાત કાઢી નીલાની બા પાસેથી કાંઇ પટાવીને લઇ તો નહિ જાયને?

'એની તબિયત ઠીક નથી–તે સૂઇ ગઈ છે.' નીલાની બા બોલી–ખરૂં જ બોલી ગઈ, નહિ?

'શું થાય? પણ એના લગ્ન કાલે જ લેવાના છે ને? જમાઈ-રાજ કાંઇ ખાસ કામ હશે એટલે આવ્યાં હશે.' કમળામાસીએ પૂછયું.

ઉલ્ટા સુલ્ટી પ્રશ્નોની તેમણે શરૂઆત કરી મૂકી. ગભરાઇ ગએલાં નીલાના બા બોલ્યાં તો ખરાં:

'બહુ માંદી નથી. સાંજ સુધીમાં ઠીક થઈ જશે અને જમાઇ-રાજને? એ તો સ્હેજ લગ્નમાં શી ધામધૂમતા કરવી તેની સલાહ લેવાં આવ્યાં છે.' સ્હેજ બોલવામાં મૂઝવણ તો નીલાની બાને પડી પણ તેમણે હજુ તો કાંઇ બાફી મૂકયું નહોતું.

'એટલે તેઓ મને લાગે છે–અહીં બહુ વખત નહિ રોકવાના હોય?' અનુમાન કરીને વાત મેળવવાની રીત કમળામાસીએ શિખી લીધી હોય તેમ લાગ્યું.

'હા. એવું જ કંઈક.' કેટલાં રૂપીઆ નીલાના બાપુ નીલાની બદલીમાં નક્કી કરશે તેના વિચારમાં નીલાની બા પડી હતી, એટલે તેઓએ સ્હેજ મૂઝવણ સહીત ટૂંકમાં જ પતાવી દીધું.

*

'દશ આંગળીથી તો આપણે નક્કી કરેલું છે—અને પછી તમે આવું કરો એ...'

નીલાના બાપુ પેલા ઓરડામાં પૂજા–પાઠના ઓરડામાં આવેલાં પેલાં એમની દૌલત રાખતાં કબાટ સામૂં જોતાં જોતાં બોલ્યાં.

'ચાલો કાંઇ નહિ—તમે કહો તેમ બસ, ચેક આપુ કે રોકડી નોટો?' કિશોરીલાલ તો જાણે 'એમાં શું?' એમ બોલીને તરત માની ગયાં.

નીલાના બાપુને આ વખતનું કિશોરીલાલનું વર્તન ખૂબ ગમી ગયું હોય તેમ જણાયું.

અહીં પૂજાપાઠના ઓરડામાં જ્યારે તેઓ આવ્યા હતા, ત્યારે સાથે સાથે કિશોરીલાલ એમનો કોટ પણ લાવ્યાં હતા.

—પૂજાપાઠનો આ ઓરડો—અને નીલા પેલાં બિછાના ઉપર ગુંચળું વળીને પડી હતી તે ઓરડા...બન્નેય બહુ નજીક નજીક હતાં—પહેલો ઓરડો નીલાનો અને બીજો પૂજાપાઠનો. જ્યારે કિશોરીલાલ અને તેના બાપુ અહીં થઇને જતા હતા, ત્યારે તેણે જાણે જોર કરીને પોતાનું મુખ છૂપું રાખવા પ્રયત્ન કર્યો હોય તેમ તરત જ જણાઈ આવ્યું હતું. તેઓ જ્યારે પુજાપાઠના ઓરડામાં ગયા હશે ત્યારે ગૂંચળી વળીને બિછાનામાં પડેલી નીલાને પોતાની શી વાતો થાય છે—થશે તે જાણવાનું મન થયું હતું. એટલે નીલા ધીમે રહીને ઉભી થઈ. એના ઉભા થવામાં માંદગીના કોઈ ઢોંગ નહોતા. એની હૃદય વેદનાનું દર્દ અશક્તિ હતી.

...એની આંખોમાં આંસુ નહોતાં છતાંયે એક હાથે—ના રે ના બન્ને હાથે લૂંછવા—આંસુ—લૂંછવા તેણે પ્રયત્ન કર્યો હતો...નિશ્વાસ અને નિરાશા જાણે એનું જીવન હોય તેમ ધીમે પગલે તે આગળ વધેલી અને બીજા પેલા પૂજા–પાઠના ઓરડા આગળ આવીને ઉભેલી.

કિશોરીલાલ અને એના બાપુ વચ્ચેની પેલી વાતો જાણે સૂરીબતથી તે સાંભળતી હોય તેમ સાંભળવા લાગી હતી.

કિશોરીલાલે જ્યારે ‘ ચેક કે નોટા ? ’ એવું નીલાના બાપુને પૂછ્યું ત્યારે નીલાના બાપુએ કહ્યું ‘ નોટા. ’

કિશોરીલાલે તરતજ પેલા કોટના ખિસ્સામાંથી એક સો–સોની નોટાનું બંડલ છાતી ફૂલાવી જોસબંધ કાઢી અને નીલાના બાપુના હાથમાં મૂકયું.

નીલાના બાપુ આ વખતે બેશરમાઇ લાગે તેવું હસતા હતા. બારણામાંની ચીરાડમાંથી જોતી નીલાથી આ સહન થયું હશે ?

તેની—નીલાએ તેની આંખો ઉપર જોરથી બન્ને હાથે ઢાંકણુ કર્યું...એની તમામ શક્તિ જાણે હણાઇ ગઇ હોય તેમ તેણે એની શેતરંજી અને ઓશિકાવાળાં સાથીઓ પાસે જવા પગલાં ભર્યાં...

આ વખતે નીલાની હૃદયવેદના અટકી શકી નહોતી.

ઓશિકાએ તો નીલાના કેટલાંએ આંસુઓને આશ્વાસન આપતાં સાથ આપ્યો હતો. નીલા તે જાણુતી હશે ? એના બિછાના ઉપર આવી અને ફરી સુઇ રહેવા વ્યર્થ પ્રયત્ન કરવા લાગી. આ વખતે એની આંખો ઉપરનું પેલું ઢાંકણુ—આખા ચહેરા ઉપરનું ઢાંકણુ બની ગયું હતું.

ઓશિકું જ ફક્ત તેને સાથ આપતું હતું. અને પેલા બન્નેના કામ પુરા થયા.

કરારો થઇ ગયા.

નીલાના બાપુને રૂપીઆ—નોટા–કાગળીયાંઓનું બંડલ માંગ્યું. અને કિશોરીલાલને જાણે નીલા મલી. !

નીલા હજુએ રડતી જ હતી.

*  *  *

[૫]

જેટલી સાવધાનીપૂર્વક યુવાન બની કિશોરીલાલ શેઠ નીલાને ત્યાં આવ્યાં હતાં તેટલી જ સાવધાનીપૂર્વક યુવાન બની તેઓ જતા નહોતા–પ્રૌઢ બની પાછા એમના રહેઠાણ તરફ જવા તૈયાર થયાં હતાં. સ્ટેશન ઉપર ઉભા હતાં–નીલાના બાપુ એમની સાથે છેક સ્ટેશન સુધી એમને મૂકવા પણ આવ્યાં હતાં. આ વખતે કિશોરીલાલની પેલી યુવાની દાખવતી શૈલી હવામાં અદૃશ્ય થઈ ગઈ હોય એમ જણાયું.

ફરીને પરાણે હવે યુવાન બનવાની તેનની તાકાત હવે પીગળી ગઈ હતી...ફક્ત એકલું પહેરેલું પેલું ધોતીયું ચીરાઈ ગયું એટલામાં જ? પણ એ વખતે એમની મશ્કરી જેવું તો થયું ને? જો કે તેઓએ ખુમારીના દંભમાં મશ્કરીને ડબાવવા એક યત્ન તો કર્યો હતો પણ બીચારાં...નિષ્ફળ નીવડયાં.

હશે! પણ એમનાં દીલમાં હજુ નીલા માટે આશા હતી, એટલે ખાસ કાંઇ ચિંતા કરવાં જેવું તો નહોતું.

નીલા પાછળ તો હવે તેમનું ભાવી જીવન અને જીવ હતાં...એ તો કોઈ ચોક્કસ પ્રકારની વાસના ખાતર જ ને?'...

અમે તે હો પણ અત્યારે તો તેઓ આવતી કાલે ઘોડે ચઢીને અહીં આવવાના હતા, એટલે તેઓ ઘોડાની તૈયારી કરવા પાછા જતા હતા.

—ગાડી આવી અને ધીમેથી તેઓ ડબ્બામાં દાખલ થયા—આ વખતે કૂદીને કેમ નહિ ચઢયાં ?

ગાડી ઉપડી ગઈ ત્યાં સુધી નીલાનાં બાપુ એમની સેવામાં હાજર રહેલાં—પણ ગાડી જાય પછી તો ઘેર જાય ને ?

એમનાં ઘર તરફ તેઓ પગલાં ભરતાં હતાં. કંઈક વિચારમાં હોય તેમ લાગ્યું એમની- મેળે જ તેઓ થોડું બબડયા...'લાવ ત્યારે કુંભારને ત્યાં થોડાં હાલ્લાં માટે જઇ આવું ?'

લગ્નની તૈયારીઓ થઇ જ ચૂકેલી હતી પણ એમનો કુંભાર—હાલ્લાં લાવવાનું તેઓ ભૂલી ગયાં હતા એટલે......ઘર તરફ જવાનો તેમનો વિચાર બદલાયો !'

કુંભારના ઘર તરફ તેઓ જવા લાગ્યાં પણ બહૂ તસ્દી લેવી ન પડી—સામેથી કુંભાર જ ગધેડા ઉપર બેસીને આવતો હતો... નીલાના બાપુએ પછી જે કાંઇ ફરમાન કરવું હતું તે તેમણે કુંભારને આપી દીધું.

'સારૂં' આટલું બોલીને કુંભારે ગધેડાને ડફણું જરા જોરમાં લગાવ્યું–બિચારૂં ગધેડું કોને લાત મારે ? છતાંએ તેણે–ગધેડાએ જમીનને લાત મારી–માટીની સડક હશે?

ના રે ના. એક નાનો ઢેખારો પડયો હતો એના ઉપર તે લાત વાગી !

—અને એ ઢેખારો ઉછળ્યો...નીલાના બાપુના પેટ ઉપર આવીને અથડાઇ પડયો–પછી તો પ્રજાપતિનો મિજાજ ગયો...ઉપરા ઉપરી તેણે ગધેડાને ડફણાં લગાવવા માંડયા.

નીલાના બાપુને કોઈ ગંભીર ઇજા તો નહોતી થઇ–કારણ કે તેમનું મ્હોટું પેટ જરા મજબૂત હતું. તેમણે ગધેડાને બે ચાર શબ્દો એમની 'શબ્દાવલી' માંથી કાઢી અને ચોંટાડી દીધા.

—પણ આ વખતે કુંભારે ગધેડાનો આવા વર્તન બદલ

નીલાના બાપુ પાસેથી મારી મેળવી–મેળવવા પ્રયત્ન કરીને ગધેડું દોડાવી મૂકયું હતું. ધીમેથી થોડું બબડતાં–બબડીને તેઓ ચાલી ઉપડયા. હવે એમના ઘર તરફ.

નીલાના લગ્નમાં ધામધૂમતા અને નીલામાં 'ચેતન' લાવવા.

—કિશોરીલાલ જ્યારે નીલાના બાપુથી છૂટા પડયાં હતા ત્યારે સ્ટેશન ઉપર તેમણે નીલાના બાપુને ખાનગીમાં કહ્યું હતું કે 'મારા બીજા પૈસાદાર મિત્રો મારી સાથે આવશે માટે નીલાને– 'એને' જરા–એની તબિયત સાચવજો. બીજું તો શું?'

નીલાના બાપુ ઘેર આવી અને પહેલાં નીલાની બાને નીલામાં 'ચેતન' લાવવા નીલાની પાસે મોકલી આપી–પછી પોતાની ધામધૂમતામાં પડયાં.

—એટલે નીલાના લગ્નની જ રતો...એના પેટ ઉપર હાથ મૂકીને નીલા એના એજ પેલા ઓરડામાં પાણી પીતી હતી. નાનાસરખા એક પવાલા વડે...પોતાની જાતને કંઈક ઉત્સાહમાં લાવવા વ્યર્થ પ્રયત્ને વળગી હશે? થોડાં પાણી વડે તેણે તેનો ચ્હેરો પણ સાફ કર્યો–સ્વચ્છ કર્યો...

આજે નીલાની આંખો કંઈક લાલાશ ઉપર હતી.—પણ પેલો ભાનુ કયાં? નીલાનો ભાઈ?

આજ સવારનો તે કોટ પહેરીને એના મિત્રોને આમંત્રણો આપવા કદાચ બહાર ઉપડી ગયો હશે. કિશોરીલાલને તો એણે કેટલીયે વખત જોયાં હતાં. જે દિવસે નીલાના વિવાહની વાતો ચાલતી હતી. મહિના ઉપર જ વિવાહ થયો હતો. તે વખતે આ ભાનુભાઈએ કિશોરીલાલનો બંગલો સુધ્ધાં એમના શહેરમાં જઈને જોઈ નાખ્યો હતો. કિશોરીલાલે તે વખતે આ ભાનુને એક આશા પણ આપી હતી...' નોકરી 'ની.

અને જ્યારે કિશોરીલાલ અહીંથી ગયા ત્યારે તેમણે નીલાનાં આ ભાઈની તો ત્રણ ચાર વખત યાદ કરી હતી. પણ તરત જ

પાછળ નીલાની યાદ આવી જતી એટલે નીલાનાં બા કે બાપુ તરફથી શો જવાબ મળ્યો તે તેઓએ સાંભળેલો જ નહિ.

નીલાના બાપુ સ્ટેશન ઉપરથી કુંભારને હાલ્લાંનો 'ઓર્ડર' આપી અને પાછા ઘેર આવી ગયા. ત્યાર પછીથી તે–ભાનુ અડધા કલાકે આવ્યો.

'ભાનુ તું ક્યાં ગયો હતો? તારા બનેવી આવ્યા હતા ને–' નીલાના બાપુ ભાનુને પૂછતાં હતાં.

'કોણ હું? મારાં કેટલાક ભાઇબંધોને આવતી કાલે આમંત્ર્યા છે–એમને કહેવા જ હું ગયો હતો. અને બનેવીને તો કેટલીયે વખત જોયા છે!' બેપરવા ભાનુ બેપરવાઇમાં જ બોલી ગયો.

'નાહક મિત્રોને આમંત્ર્યા હશે. જરા તો કાંઈ રીત શીખ.' નીલાના બાપુ ભાનુને ઠપકો આપતા હતા. એક તો મિત્રો આવે અને કદાચ કાંક ફીટકાર થાય–બીજું હવે બનેવી માટે જરા સીધ્ધે–સીધ્ધું બોલવાનું સૂચવતો હતો, વચ્ચે ન છૂટકે, મિત્રોને ભાનુએ આવવાનું કહેલું એટલે હકારો ભણી કાઢ્યો.

'હું હવે–' ભાનુ જાણે કંઇ 'કામ' માગતો હોય તેમ એના શબ્દો ઉપરથી દેખાઇ આવ્યું.

'વાડી સંભાળવાનું કામ તારૂં–જરા સાચવજે–રીતભાત રાખજે.' ભાનુને કામ મળી ગયું–અને આ ધાંધલીયા શહેરનાં એક ધાંધલીયા રસ્તા ઉપર વાડી હતી તે તરફ ભાનુ આવ્યો તેવો જ પાછો ફર્યો.

પણ નીલાને શા માટે એના આ લગ્નમાં રસ નથી પડતો?

બિચારી ગરીબડી–સાદા જ વસ્ત્રોમાં હજુ બેઠી હતી. એની હૃદય વેદનાને આ ઘરના બધા શારીરિક દુઃખ સમજી બેઠાં–કદાચ તેઓ કંઈ સમજતા પણ હશે પણ જેમ બને તેમ જલ્દી લગ્ન પતાવી નીલાને વિદાય કરવાની જ ધુનમાં તેઓ વળગ્યા હોય તેમ લાગ્યું. બિચારાં ભોળાજીવ!

નીલાની બા નીલા પાસે આવી—નીલામાં ચેતન લાવવા—પણ નીલાને ચેતનમાં આવતી દેખી ચૂપ રહ્યાં! જાણે કાંઇ કામે જ આવ્યાં હોય તે પ્રમાણે વર્તી અને કામ શું હતું તે ભૂલી ગયા હોય તેમ પાછા ફર્યો.

નીલાને બાના આવા વર્તન બદલ સહજ હસવું આવ્યું. એકલી નીલા બોલીઃ 'નીલા! જીવનમાં એ તો હવે સહન કરે જ છૂટકો—અગર પછી ના...ના એટલી બધી અશક્ત હું નથી—બળવો કરીશ.'

—કેટકેટલાં નિર્ણયો—નીલાના પાર ઉતર્યાં છે? પણ હજુ તો એના જીવનની કહીએ તો શરૂઆત જ થતી હતી. બીજા માળની બારી પાસે આવી અને નીલા અટકી. બારીએથી નીચે જોવા લાગી.

નીલા આજે જ સ્હેજ ઉત્સાહમાં આવી હશે? નીચે પેલાં કમળામાસી—એમના ઘરનો કચરો કાઢી અને તે કચરો બહાર ફેંકવા આવ્યા હતા—તેમની નજર નીલા ઉપર પડી. તેઓએ સ્હેજ હસીને નીલાને પોતાને ત્યાં આવવાની ઇશારત કરી.

'હસીને ઇસારત કરી' શા માટે?

નીલા પાસેથી કોઇ વાત તો નહિ કઢાવેને? હસ્યા શા માટે? નીલાના લગ્નની યાદથી?

—ગમે તે હો પણ આ વખતે નીલા પોતાની જાતને કંઇક ઉત્સાહમાં લાવી શકી હતી. એટલે ધર્મ-પત્નીનાં ઘેર જવાનું તેણે નક્કી કર્યું. પગલાં ભરવા માંડયાં...એની ચાલમાં—એના પગલાંમાં જોઇએ તેટલો જીવનનો ઉત્સાહ નહોતો...દાદરો ઉતરી અને ઘર બહાર નીકળી...તે વખતે નીલાના બાપુ બોલ્યાઃ 'નીલા કયાં જા—છ?'

નીલાને આમ જતી જોઇને એમના પેટમાં ફાળ તો નહિ પડી હોયને?

'જરા ગમતું નથી એટલે કમળામાસીને ત્યાં જ' નીલાના શબ્દોમાંની સચોટતા કોના હૃદય ઉપર અસર ન કરી શકે?'

'સારૂં' પણ જરા સંભાળજે—પારકી પંચાત કમળામાસીને ઠીક ઠીક વળગી ગયેલી છે.' પોતાનું કલંક કોઈ ખૂલ્લું કરે તેને 'પારકી પંચાત કરનાર' કહેવું યોગ્ય છે?

'સારૂં' અને નીલા ધર્મ–પત્નીના ઘેર ગઈ. બહુ દૂર હતું જ ક્યાં? જોડે જ મકાન!

'આવને નીલા–કેમ નહોતી આવતી? લગ્ન વખતે જ તું તો તબિયત બગાડી બેઠી–કાંઇ નહિ, હવે તો સારૂં છે ને?'

વ્યવહારશીલ કમળામાસીના શબ્દોની વ્યવહારશીલતા ઝટપટ પકડાઈ આવતી હતી.

'હા.' બહુ જ ટૂંકામાં નીલાને બોલવાની ટેવ હશે?

આ વખતે મકાનમાં ધર્મ–પત્નીના પેલાં ધર્મ–પતિ નહોતાં—દર્શનાર્થે ગમન થયા હશે!

એટલે એ મંજુ–ભગતનો ખાટલો ખાલી પડયો હતો...મંજુ ભગત તો રોજ ખાટલે જ બેઠેલા જણાય...અને રામાયણ વાંચતા જ. નીલા ખાટલો ખાલી દેખી ત્યાં આવીને બેઠી. રામાયણના તેણે પાનાં ફેંદવા માંડયાં.

નીલાનું આવું વર્તન કમળામાસી કાંઈ ખાસ ધ્યાનથી નહોતાં જોતાં—કમળામાસીને જે કાંઇ પૂછવું હોય તેટલું તેઓ નીચું જોઇને જ પૂછતાં—

પૂછવાની અને ખાસ કરીને પ્રશ્ન પૂછયા પછી ઉત્તર મેળવવાની એ એક જાતની પદ્ધતિ હશે?

—નીલાને તેઓ બહુ જ લાંબા પ્રશ્નો કરે–પણ નીલા તો એ પ્રશ્નોનો ટૂંકામાં જ જવાબ આપે–પણ એ જવાબમાં સચોટતા તો રહેતી જ.

—પેલા રામાયણનાં પાનાં ફેરવતાં ફેરવતાં નીલાને હાથ, આજે સવારે આવેલો પેલો સુકુમારનો પત્ર જડયો...

રામાયણમાંથી...સુકુમારના શબ્દો–હસ્તાક્ષરમાં કંઇક મરોડતા અને સુંદરતા હતી એટલે નીલાને આપોઆપ વાંચવાનું મન થયું.

—અલબત્ત, જો અત્યારે નીલા એની નિરાશ ભૂમિકામાં નહોત તો આવું ન જ બનત–કાગળ જુએ તો પણ ના વાંચેને.

તે દિવસે તો–અરે આજસુધી પણ નીલાને સુકુમાર માટે કોઈ વિચાર જ નહોતો આવ્યો–રોજ સુકુમારને નીલા પહેલાં જોતી હતી છતાંયે–કેમ? બન્ને પાડોશી કુટુંબીઓ નજીક નજીક રહે એટલે એક બીજાના દર્શન તો રોજ થાય જ ને!

આજ સવારે તો મંજુ–ભગતે ઝડપથી પણ ધ્યાન દઇને પત્ર વાંચી કાઢયો હતો, અને કમળામાસીને તો તેઓએ ફક્ત તેનો ટૂંકસાર જ કહ્યો હતો– સુકુમાર ટૂરમાંથી પાછો ફરતો હતો ત્યારે તે બનારસમાંથી એક દિલરૂબા લેતો આવવાનો હતો. મંજુ–ભગતે એ વાત કમળામાસીને નહોતી કહી, કારણ?

એમનો ઘમંડી સ્વભાવ! ખોટા પૈસા ખર્ચવાથી ફાયદો શો? ધર્મ–પત્નીના જીવનનું આ તો એક અંગ હતું–એમ કહીએ તો વાંધો નહિ.

પણ આવા ભગત માણસને વળી પૈસાનો ક્યાંથી મોહ લાગ્યો? કમળામાસી તો ખરેખર વ્યવહારશીલતાનું સાચું સ્વરૂપ જ હતું.

—નીલા, એ સુકુમારનો પત્ર રામાયણમાં રાખીને જ વાંચતી હતી–પેલાં 'દિલરૂબા' માટેનું જે લખાણ હતું તે તેણે વાંચ્યું અને નીલાને તે શબ્દ સુદ્ધાં ગમી ગયો. નીલાના મનો–વ્યાપારમાં એક પ્રશ્ન ખડો થયો. હું દિલરૂબાને મારા સાથી તરીકે સ્થાન ન આપી શકું?' આખરે પત્રમાંથી તેને બે જ શબ્દો ગમ્યા–એક 'દિલરૂબા' અને બીજો 'સુકુમાર'!

નીલાને લાગ્યું કે એની હૃદયવેદનાને કોઇ સ્થાન મળતું હતું... નીલા કંઇક વધૂ ઉત્સાહમાં આવી–પણ ફરી એના હૃદયમાંથી એક બીજો પ્રશ્ન ખડો થયો: 'સુકુમાર મને સાથ આપી શકે કે નહિ?' અને જાણે તેનો જવાબ નીલાને મળી ગયો હોય તેમ નીલાએ જ

એનો ઉત્તર એના હૃદયમાં મેળવ્યો ‘જરૂર આપશે.’

કારણ?

—પેલી ‘દિલરૂબા’ સુકુમારને પણ ગમી—નીલાને પણ ગમી.

નીલાને આજે જ ભાન થયું કે લાંબા વાળ રાખનાર આ તોફાની સુકુમારનું હૃદય કોમળ છે. આજે નીલાને સુકુમાર માટે એના હૃદયમાં આશા ઉત્પન્ન થઇ...સાચે જ શું નીલાની નિરાશા અદૃશ્ય થશે?

જ્યારે નીલાની આ વિચારમાળા ચાલતી હતી ત્યારે કમળા-માસી રોટલી બનાવવાનો લોટ લેવા ઓરડામાં ગયાં હતાં અને વળી ચાળીને જ લાવવાનો. એટલે પાછા આવતાં જરા વાર લાગી. જ્યારે તેઓ આવ્યાં ત્યારે નીલાએ તેમને પૂછ્યું......‘સુકુમાર નથી?’ નીલા જાણુતી હતી. કાગળ વાંચીને નીલા જાણી ગઇ હતી કે સુકુમાર ટૂરમાં ગએલો છે—છતાં પણ એણે આવો અજાણ્યો લાગતો પ્રશ્ન કેમ પૂછ્યો?

‘ના, એ તો ક્યાંક ફરવા ઉપડી ગયો છે. બહારગામની હવા ખાવા, ટૂરમાં.’ વ્યવહારૂ કોઇ વ્યક્તિ મળે ત્યારે કમળામાસીના વ્યવહારૂ સવાલો ઉભા થાય, અને તેથી કમળામાસી કાંઈ પામતા જ નહિ—સિવાય કે પારકી ભાંજગડમાં હાથ ડૂબાડવાનો વ્યર્થ—પ્રયત્ન—અને બુદ્ધિ વલોવી વલોવીને ગૂમાવવાની એક અજાણી તરકીબ!

‘ક્યારે આવવાના છે? મારાં લગ્ન વખતે નહિ જ હોયને?’ નીલા શા માટે આવું બોલી...એના આવા શબ્દોમાંથી તો ખૂલ્લું જણાઇ આવતું હતું કે નીલા લગ્ન કરવા ચાહે છે—પણ ના રે ના, નીલા સુકુમારના હૃદયને સમજી ગઇ હશે અને તેથી એને લાગ્યું કે તે હશે તો પોતે એના હૃદયને જરૂર આઘાત આપી શકશે અને તેથી તે મારો સાથી બની જશે. ‘આઘાત’—એની હૃદયવેદના દર્શાવી બીજાને માટે કંઇક લાગણી ઉત્પન્ન કરીને

બીજાનાં હૃદયમાં પોતાના માટે સ્હેજ દુઃખ ઉત્પન્ન થાય તેજ!

સુકુમાર માટે નીલાને એકલા પત્ર ઉપરથી જ બળવાન આશા ઉત્પન્ન થએલી એટલે તેણે સુકુમારના બા કમળામાસીને આવો પ્રશ્ન કર્યો...' ક્યારે આવવાનો છે?'

'તારા લગ્નમાં તો તેની હાજરી નહિ જ રહેવાની. એને ખબર જ નથી ને. ત્રણેક દિવસ પછી આવવાનો છે. આજે તેનો કાગળ આવ્યો છે– વાંચવો છે?'

નીલાની ચાલાકીને પહોંચી વળવા જેટલી શક્તિ હવે આ વ્યવહારૂ કમળામાસીમાં રહી નહી હોય?

નીલા પણ વ્યવહારૂ બની શકી ખરી... નીલા ફરી હવે વિચારે વળગી: 'ત્રણેક દિવસ પછી આવે છે... ભલે... લગ્ન થઈ જાય એથી શું'?

આ નીલા તો દેહ–લગ્નમાં જરાયે માનતી જ નહોતી.

'પણ સુકુમાર આવશે ત્યારે એને હું શું કહીશ? કાંઇ નહિ... એકલી પેલી દિલરૂબા માંગી લઈશ... એ લઇને કિશોરીલાલને ત્યાં જાઇશ તોપણ બસ છે.'

સુકુમારનું હૃદય દિલરૂબા શોખીન હતું.

નીલાનું હૃદય દિલરૂબા શોખીન હતું, દિલરૂબાના ચાહકોને દિલરૂબા સિવાય બીજું કશું ગમે?

'તો હવે હું જઇશ.' નીલાને લાગ્યું કે પેલા મારા સાથીઓ શેતરંજી અને ઓશિકાને જઇ આ બધી વાત કહું!

ના રે ના– ત્યાં જઇને હવે નીલા તરંગે ચઢવાની.

અને પેલી વેદના તો અદશ્ય થઈ ગઇ હતી.

'અત્યારથી જ! હશે પછી આવજે–ઘરમાં કામકાજ પણ હોય ને–જા જવું હોય તો?' વ્યવહારશીલતાના આવા શબ્દો જાણે માનવી ઇચ્છતું જ હોય તેમ લાગ્યું.

નીલા જો આ વખતે એની વેદનામાં હોત તો એની વેદના

જરૂર વધી પડત...પણ ઉત્સાહમાં આવેલી નીલાને ' સુકુમાર ' અને ' દિલરુબા ' ના તરંગે ચઢવું હતું—એટલે તેણે ઘર જવાની વાતો કરી.

નીલા ઘેર આવી. એનામાં ચેતન આવેલું જોઇ નીલાના બા–બાપુ જરા હસ્યાં—એમને ઠીક લાગ્યું કેમ?—એમની પેલી ખબરદારી દૂર થઇ ગઇને?

નીલા પેલા ઓરડામાં આવી...જ્યાં આજસુધી તો તે નિરાશામાં જ પડી રહેલી હતી તે જ.

તરંગી નીલા હવે તરંગમાં પડી—ઉત્સાહ આનંદ અને આશામાં તેણે ભાવિ જીવન જોયું...' ભલેને કિશોરીલાલ મને પરણી જાય...પણ સુકુમાર...એની દિલરૂબા માટે પણ છેવટે મારી પાસે આવશે જ...'

—વાહરે તરંગી નીલા.

*　　　*　　　*

[ ૬ ]

જુદી જુદી જાતના વાજાંઓ વાગતાં હતાં-જુના જમાનામાં જે પેલી 'પીપુડીઓ' વગાડવામાં આવતી તેના અવાજે તો આ જુદી જુદી જાતનાં ભૂંગળાઓ નીચે દબાઈ જતો હતો.

મ્હોટી એક જાજમ નીલાના મકાન આગળના ચોગાનમાં પાથરેલી હતી. કેટલાક સુ-સજ્જો ત્યાં બેઠા હતા...કેટલાક તો નર્યા યૂરોપીય લેબાશમાં પોતાની જાતને પરાણે શોભાવવા પ્રયત્ન કરતા હતા.

—નેકટાઇઓની ખેંચ-તાણમાં એમનું ગળું દબાઈ જશે અને કદાચ જીવ રૂંધાઇ જશે તો શું થશે?

—પેલા કિશોરીલાલ શેઠ અંહી પરણવા આવ્યા હતા... નીલા સાથે...કેટલીક વીધીઓ તો પૂરી થઈ ગઈ હતી.

ગોળ-મહારાજે એકાએક મ્હોટી બૂમ પાડીને કહ્યું: 'કન્યાના મામા કન્યાને પધરાવે...'

પણ અહીં કન્યાના મામાની હાજરી નહિ હોય એટલે હજુ કોઈ આવતું નહોતું.

...ના રે ના.

મકાનમાં નીલા રડતી હતી, અને નીલાના બા અને નીલાના બાપુ અને બીજાં કેટલાક સુ–સભ્યો નીલાને સમજાવતા હતા:

'એમાં શું–ગાંડી પરણવું તો જોઇએને...ચાલ રડવાનું નહિ –જા–આવું કરે તે કાંઈ પાલવે–ઉઠ.'

નીલાની વેદના સમજી શકે તેટલી એ બધામાં શક્તિ નહોતી. બીચારી નીલાએ એક નિશ્વાસ વધૂ નાખ્યો–અત્યારે એ તરંગી નીલાના હૃદયમાં ફરી કેમ વેદના શરૂ થઇ.?

એનામાં ચેતન આવી ગયું હતું ને? પણ ના–અત્યારસુધી તેનામાં ચેતન રહ્યું હતું. પણ એકાએક એના હૃદય સમક્ષ સુકુમારની યાદ આવેલી–અને નીલા બબડેલી: 'સુકુમાર...ના. ના. એને શું? ક્યાં કોઇ દિવસ મેં એની સાથે વાત પણ કરી છે? એ મને ક્યાંથી મદદ કરે? એ મારાં જીવનમાં ક્યાંથી આશા ઉત્પન્ન કરી શકવાનો છે? એની દિલરૂબા સાથે મારે શા લેવા દેવા?'

'મારે–મારે લગ્ન નથી કરવાં.' નીલાની વેદના ભયંકર બની. બધા ઉભા હતા છતાંયે તે જોરમાં રડતાં રડતાં બોલી–એ અટકી નહોતી: 'મારૂં જીવન' પણ આગળ ન બોલી શકી–એનાં આંસુ અટકી શક્યા નહિ–અત્યારે તેને કોઇનો સાથ નહોતો–પેલાં શેતરંજી અને ઓશિકું?

એ તો નીલાના ઓરડામાં!

'ગાંડી–ચાલ નહિ તો–એ શું વળી? છેવટની ઘડીએ જો વળી તગાદો કરવા માંડે છે તે...? ચાલ હવે. આજસુધી કેમ કાંઈ નહોતી કહેતી? એ તો કાંઇ ચાલે? ડોશી તે વળી કુંવારી રહી જાણી છે?'

નીલાના બાપુએ ફિલ્સુફી ઘૂંટી–તેઓ સળંગ આટલું બોલી ગયાં–આ શબ્દોમાં ગુસ્સો હતો. પોતાની જાત ખૂલ્લી પડી જવાનો તેમને ભય લાગ્યો હતો માટે જ...વળી અત્યારસુધી તો ખોટી 'પટવણી' ચાલુ રાખી હતી. જાણે નીલાને આ ઘર છોડવું પડતું હોય તેથી

દુઃખ લાગતું હોય, એટલે જાણે નીલા આવા પ્રકારનું વર્તન ચલાવે છે...એવું એમાં જણાતું હતું.

પેલી નીલાને પણ આ વખતનાં શબ્દોએ ભાન કરાવ્યું...'શા માટે પોતે અત્યાર સુધી બોલી જ નહિ કે મારે લગ્ન નથી કરવા...? ડોશી કુંવારી ના રહે.'

ઢીલાઢમ તૂટતા–પગે ચાલતી હોય તેમ નીલા ચાલી–અને નીલા ચાલી અને લગ્નમંડપમાં આવી. હાથે કરીને તેણે સાલ્લાની લાજ વડે તેનો આખો ચહેરો ઢાંકી દીધો હતો... કોઇને જાણે તેનું પોતાનું મોઢું જ તે બતલાવવા ઇચ્છતી નહોય તેવી રીતે !

પરાણે નીલા લગ્ન વેદી સમક્ષ આવી અને ધબ દઈને કિશોરીલાલવાળા 'વર પાટલે' નીલા બેઠી... ગોર–મહારાજે તો મંત્રોચ્ચાર કયારનાં શરૂ કરી દીધાં હતાં. કિશોરીલાલનો આ વખતે વેશ બહુ જ સુંદર હતો. ગુલાબના ફુલોની જાણે તેઓ પરાણે સુગંધ લેતાં હોય તેમ તેમના નસ્કોરા બોલતાં હતા... પોતાના હાથની ઘડિયાળ તરફ એમની આંખો વળી ત્યારે તેમને એકાએક ચમકારા સાથે ખબર પડી કેઃ 'નીલા માટે પણ મેં ઘડિયાળ મોકલાવી છે–મેં જ નીલાના બાપુને આપી છે છતાં પણ તેઓએ કેમ નીલાને પહેરવા નથી આપી?' નીલાના કાંડા ઉપર ઘડિયાળ ન જણાઈ એટલે કિશોરીલાલે કલ્પના કરી... એકાએક કિશોરીલાલની નજર પેલાં ભાનુ તરફ ગઈ. ભાનુ એનાં મિત્રો સાથે જાજમ ઉપરના એક ભાગમાં પત્તા રમતો હતો...હવે કિશોરીલાલ બધુ સમજી ગયાં ...નીલાની પાસેથી ભાનુએ પરાણે ઘડિયાળ પોતાના હાથે પહેરવા લઇ લીધું હશે...હશે કાંઈ નહિ–નીલાને વળી ફરી કોઇ નવું જ 'રીસ્ટ–વોચ' લાવી દઇશું.'

—હસ્તમેળાપની શરૂઆતની ચેતવણી ગોર મહારાજ આપતાં હોય તેમ તેમના વર્તન ઉપરથી લાગ્યું.

આ વખતે નીલા?

ફરીથી એના હૃદયમાં 'સુકુમાર' અને 'દિલરૂબા' ખડાં થયાં... નીલા ધ્રુજી ઉઠી......સાથેસાથ ધ્રુજી ઉઠી...કેટલાંક સમજ્યા કે નીલાને 'તાઢ' ચઢી હશે...કોઈ નીલા પાસે ઉઠીને આવે એ પહેલાં તો નીલા એની જાતે સ્વસ્થ બનવા પ્રયત્ન કરતી હોય તેમ લાગ્યું... કારણ?

એના બાપુનાં પેલાં શબ્દો નીલાને યાદ આવ્યાં...'તો પહેલેથી કહેવું હતું ને!'

બસ! હવે નીલા જરાયે નહોતી ધ્રુજતી, જાણે લગ્ન કરવાં જ રાજી હોય તેમ...

'હસ્ત મેળાપ થયો...'

શરણાઈઓ ગાજી–વાજાઓ વાગ્યાં, ઢોલકાઓ તૂટયાં–બે બાજુઓની બૈરાં પાર્ટીઓએ ધમધોકાર ગાવાનું શરૂ કરી દીધું.

આ લગ્ન વખતે કિશોરીલાલની ચાર સ્પેશીઅલ મોટરો, શહેરમાં 'ભાડે ફરતી જ' રોકી લેવામાં આવી હતી. નીલાના આ શહેર અને કિશોરીલાલનાં શહેર વચ્ચે કાંઈ બસો–ત્રણસો માઇલ જેટલો લાંબો રસ્તો નહોતો–ફક્ત પંદરેક માઈલનું જ અંતર હતું–કેટલાંક એમના ઓળખીતાં પૈસાપાત્રો અને જાણીતા બૈરાંઓ સાથે એમનું કુટુંબ આ સ્પેશીઅલ મોટરો દ્વારા આ લગ્ન માટે–કહીશું કે નીલા માટે અહીં ધસી આવ્યું હતું...અને ખાસ્સાં ત્રણ દિવસ રહી અને ચોથે દિવસે નીલાને લઈને જ ભાગી જવાનું હતું!

છેવટે લગ્ન પત્યાં ખરાં.

નીલા અને કિશોરીલાલનાં! જ્યાં આ બધાં આવેલાંઓને જાની–વાસો આપેલો હતો ત્યાં નીલાને જવું પડયું–ન છૂટકે.

બીજે દિવસે બપોરે કોણ જાણે કેમ નીલાનું મુખ જરા દયામણું લાગતું હતું–કેટલાકને એના ઉપર દયા પણ આવતી હતી–'પણ એમાં શું?' એટલું કહી તેઓ છૂટી પડતાં!

'અને વળી ક્યાં ગરીબાઈ જેવું છે–મરશે ત્યારે એના માટે

સહેજે બે ચાર લાખ રૂપીયા તો મૂકતા જ જવાનાને.' પાછળથી કેટલાક આવું પણ બોલતાં હતા!

માનવીઓનો જ સમાજ!

'નીલા કેમ તબિયત ઠીક નથી?'

એક વૃદ્ધા—અરે—આ તો નીલાના સગાં સાસુજી હતાં...

'ના રે, ખાસ એવું કાંઇ નથી!' નીલા પોતાની વેદના શા માટે કોઇને કહેતી નથી?

'તો જમવા આવવાની કેમ ના કહી?' સાસુજી ધીમે ધીમે નીલા ઉપર પ્રભુત્વ તો નહિ મેળવે ને? એમના આ બીજા પ્રશ્નમાં કંઈક એવું લાગ્યું...નીલા જરા ચમકી હતી. તેણે જરા જોરમાં સાસુજી—પોતાનાં હવે સાસુજીને? એમનું મોઢું જોયું હતું, છતાંયે ફરીને જોવા નજર કરી.

'અત્યારે મારી તબિયત ઠીક નથી!' નીલાએ હવે તો નિર્ણય જ કર્યો કે કોઇને ગણકારવા જ નહિ.

નીલાનો આ નિર્ણય ટકી શકશે?

'તો એમ કહેને...ચાલ, દાળ ભાત જમી લેજે, ઉઠ.' નીલાની પેલી શક્તિ ઉત્પન્ન થએલી શક્તિ તરત જ હણાઈ ગઇ. ન છૂટકે નીલાને ઉભાં થવું પડયું...જેમ તેમ નીલા જમવા બેઠી—જેવું તેવું જમીને ઉઠી...એક જ ગુગળાંટ એનાં હૃદયમાં લાગતો હતો—'મારૂં શું થશે?'

...ત્રણ દિવસો ગયાં—ચોથે દિવસે જાન પાછી ફરવાની હતી—સીદ્ધી એમનાં ગામમાં દોટ જ મૂકશેને? નીલાને ઉચકીને જ?

ત્રીજા દિવસે નીલા વિચાર કરતી હતી. 'આજે સુકુમાર આવશે—હું એની સાથે બોલું? એમાં શું...? બોલવામાં શો વાંધો? કંઇ નહિ તો છેવટે તેની દિલરૂબા તો માંગી લઇશ.'

* * *

[ ૭ ]

'હવે પછી તારો બધો સામાન બતાવજે. પહેલાં જમી તો લે...' સુકુમારની બા પેલા કમળામાસી સુકુમાર આવ્યો હતો તેને એમના ઘરમાં કહેતા હતા...પણ સુકુમાર તરત બોલ્યો: 'પણ–બા તેં જેટ–જેટલાં તારાં ભગવાનની છબીઓ મંગાવી હતી તેમાંથી કેટલીક તો રહી જ ગઇ–તારાં બધાં નવાં નામોવાળાં–જુદા જુદા ભગવાનો મારી યાદમાં જ રહ્યાં નહિને. અને બાપુજી તમે પેલા કયા...તમારી કેટલીક ચોપડીઓ લાવવાની પણ રહી ગઈ છે.' આવતાંની સાથે જ થોડીવારે ટ્રંક ખોલી સુકુમાર ઝપાટાબંધ જાણે બધું કહી નાખું એ પ્રમાણે બોલતો હતો. એના શબ્દોમાં તેના માતા–પિતા માટેની તેની વાત્સલ્યતા જણાઇ ગઇ.

'પણ આજે તો જો–નીલાનાં ઘરનું જમણ આવ્યું છે. મોહનઠાર–પૂરી, પતરવેલીયાં અને અને–' સુકુમારના બા કમળામાસી સુકુમારને પરાણે જ જાણે જમવા બેસવાનું કહેતાં હોય તેમ લાગ્યું.

'પણ બા હું લોજમાં જમીને આવ્યો–' સુકુમાર આવા ધર્મી માતા–પિતા આગળ લોજનું નામ બોલ્યો છતાં કેમ તેઓ કાંઈ ન બોલ્યાં?

'પણ લોજના ખાવાનામાં છે શું? ઢેખારા. ચાલ જા જે ભાવે તે. પેલી નીલા પરણી છે. તને તો રોજ યાદ કરતી હતી.' સુકુમારના બાપુમંજુ—ભગત બોલ્યા.

'મને યાદ કરે છે?' જરા આશ્ચર્યમાં સુકુમાર બોલ્યો.

'હા, તું ચાલ જમવા બેસ પછી બધું અહીં બન્યું છે તે કહું...' સુકુમારની બા કમળામાસીએ તો બરાબર સુકુમારનો જમવા બેસાડવા પીછો લીધો—અને સુકુમાર? છેવટે જમવા બેઠો ખરો... નવું નવું સુંદર ભોજન જમતાં જમતાં પોતાની માતાની વ્યવહારૂ વાતો તે સાંભળતો હતો...ઇતિથી તે અંત સુધીનું તેને જાણવાનું મલ્યું...'નીલા' સુકુમારના હૃદયમાં બહૂ જ જાણીતો આ શબ્દ—કેમ? નીલા તો નજીકમાં રહેતી હતીને? રોજ તે નીલાને જોતો હતો પણ એ દૃષ્ટિ તો તે વખતે નિર્દોષ, અલબત્ત આજે પણ નિર્દોષ તો છે જ...પણ તે દિવસોમાં 'નિલા' એના કાંઇ આકર્ષણમાં આવેલી નહોતી આજે ઓચીંતાને એના હૃદયમાં એક શબ્દ ઉઠયો—હતો.

સુકુમાર જમી રહ્યો...એની પેલી દિલરૂબા બનારસથી તે ખાસ લેતો આવ્યો હતો તે જ...આટલી મોડી રાત્રે...લગભગ અગિયાર વાગે તેણે ટ્રંકમાં છેક નીચે પડી હતી છતાંયે કાઢી...બજાવવા માટે ..દિલરૂબા પેટીમાં જ હતી—લાકડાની બહૂ જ સરસ પેટીમાં!

પોતાનો બિછાનો તો હંમેશાં સુકુમારે ત્રીજે માળની અગાશીમાં જ રાખતો હતો. ખુલ્લામાં સુવાની તેને રોજની ટેવ હતી...જો પવનમાં તેને સૂવાનું ન મળે તો એને આખી રાત જાગવું જ પડે—ઉંઘ જ ન આવેને...!

દિલરૂબા શોખીન સુકુમાર ત્રીજા માળની અગાશીમાં પોતાના બિછાના ઉપર આવીને બેઠો...સુકુમારનાં આ મકાનથી જાનીવાસો બહૂ દૂર નહોતો...બે ત્રણ ઘર મૂકયાં પછી શેરીના નાકે જ તે જાનીવાસો આવેલો હતો.

સુકુમારે દિલરૂબાનો એક તાર ગજ વડે હલાવ્યો...પછી એકલો સુકુમાર બોલ્યો—'નીલા બીચારી દુઃખમાં પડી...પણ મને શા માટે વારેઘડીએ બા પાસે આવીને યાદ કરતી હશે? હું એને છોડાવી શકત?...જરૂર! પણ હવે શું થાય? નીલાએ બા પાસેથી શરનામું મેળવીને મને જણાવ્યું હોત તો? આજે નીલાની આ દશા ન જ હોત. બીચારી તેનું શું થશે?...પણ શામાટે? હું નીલાને દુઃખી નહિ જ થવા દઉં. મને આવીને તે કાંઈ જ નહિ કહે?... એના સાસરે તે જશે પછી ત્યાં તો જરૂર તે રીબાવાની જ. પણ ...એના સાસરે તેને હું યાદ આવીશ?–કાંઈ નહિ છેવટે આ દિલરૂબા–'

હવે સુકુમારને યાદ આવ્યું કે પોતે તો દિલરૂબા બજાવવા બેઠો છે. 'નીલાને કેવી વેદના હશે?' સુકુમારના હૃદયમાં પ્રશ્ન ખડો થયો...પણ પછી તો સુકુમારે દિલરૂબા બજાવવાનું શરૂ કરી દીધું... પેલાં ગજ વડે.

નીલાને તો એનાં લગ્ન થઇ ગયા ત્યાર પછીથી છેલ્લાં ત્રણ દિવસથી ઉંઘ જ નહોતી આવતી...એનો તો ચહેરો જ બદલાઈ ગયો હતો–એની આંખોમાં પણ તેની હૃદય વેદના જણાયાં વગર નહોતી રહેતી. પથારીમાં પરાણે નીલા સૂવા પ્રયત્નો કરતી હતી...અને...એકાએક તેણે દિલરૂબા–સુકુમારની દિલરૂબાનો સૂર સાંભળ્યો... ધીમેથી તે બોલી ગઈ. 'સુકુમાર અને એની દિલરૂબા' નીલા બેઠી થઈ. ઉભી થઇ. જાનીવાસાવાળા મકાનને મ્હોટું ધાબુ હતું. ત્યાં તે આવી. પણ વળી તેને યાદ આવ્યું: 'નીચે કોઈ જાણી જશે તો પછી મારા માટે બૂમાબૂમ કરી મૂકશે. ફરીને નીચે આવી. સુકુમારની દિલરુબા રાત્રીના સાડાબારે અટકી... ત્યારે નીલાએ એક નિશ્વાસ નાખ્યો હતો. બસ...નીલા અત્યાર સુધી જ્યાં સૂવા જતી હતી ત્યાં ગઈ.

'સવારે હું સુકુમારને મળીશ. કાંઇ નહિ–કાંઈ નહિ તો છેવટે

દિલરૂબા માંગીશ—મારા જીવનમાં સાથી ! કિશોરીલાલ બેશરમ... ના. ના. શા માટે બેશરમ ? જીવનમાં એમને આવું બન્યું હશે. હું એમને સુધારૂં ? પણ... ના જે થાય તે ખરૂં. દિલરૂબા તો જરૂર સુકુમાર પાસેથી મેળવીશ જ.'

તરંગવાદી નીલાના તરંગો ઘડીમાં અટકે એમ નહોતું. એનો આશાવાદ પૂરો થશે ત્યારે અટકશે—પણ એનો આશાવાદ શો ? એ તો રોજ બોલે છે અને કદાચ બોલ્યાં પણ કરે...એની નિરાશાને જ. સુકુમાર કદાચ એને દિલરૂબા આપશે, પછી પણ શું એની નિરાશા દૂર નહિ થાય ?

ત્રણ દિવસથી તો રોજ સવારમાં નીલા ખૂબ જ મોડી ઉઠતી હતી, પણ આજે બહુ જ વહેલી ઉઠી...બધાં સમજ્યાં કે આજે જવાનું છે—સાસરે જવાનું છે, એટલે તબિયત સુધરી ગઇ ? અત્યાર-સુધી બીચારી મુંઝાઈ ગઇ હશે !

એક બીજાં બૈરાંઓનાં ટોળામાં ગપાટા હાંકતાં હતાં—જ્યારે તેઓ નવરા પડતાં ત્યારે આજ ધંધો !

વહેલી વહેલી પરવારી અને સુકુમારના ઘર તરફ નીલા જતી હતી...અને બહુ જ મોડી રાત્રે સુઇ ગએલો સુકુમાર પણ આજે વહેલો ઉઠયો હતો. નીલાનો ભાઈ ભાનુ આ વખતે નીલાના મકાનના—હવે તો નીલાનું મકાન ન જ કહેવાય. નીલાના બાપુના મકાનનાં ઓટલે બેઠો બેઠો સવારનું દાતણ જલ્દી જલ્દી ચાવી જતો હતો !

ભાનુ સમજ્યો કે નીલા ઘેર આવે છે એટલે જરા હસ્યો !

એના હસવાના કારણમાં એક બીજું કારણ પણ ગણી શકાય. નીલાના ચહેરા ઉપર આજ સુધી તો ભાનુએ વેદના—અને નિરાશા જ જોઈ હતી. અત્યારે તો નીલા કંઇક આશામાં ડગ ભરતી હતી.. આવતી હતી.

'હું આજે જવાની છું, સુકુમાર.' નીલા જાણતી જ હતી કે

સુકુમાર છે–છતાં સુકુમારના મકાનમાં દાખલ થતાં થતાં સુકુમારના આ કમળામાસીને તેણે પૂછ્યું. નીલા કેટલી ચાલાક?

બધાએ જાણતાં હતાં કે કિશોરીલાલ આજે પેલી ભાડે ફરતી એમની સ્પેશીયલ મોટરમાં તેઓ નીલાને ઘેર લઇ જવાના છે. છતાં અહીં તે બોલી–' હું આજે જવાની છું!'

જાનીવાસેથી જ્યારે નીલા નીકળી હતી ત્યારે જ તે વિચારમાં પડી ગઈ હતી કે સુકુમાર પાસે જાઉં–પણ શું વાત કરૂં? ...શું કહું?

' કાંઈ નહિ છેવટે ' હું આજે જવાની છું. '–એટલું કહીને પણ પાછી આવતી રહીશ. '

—એવો નિર્ણય કરીને નીલા અહીં આવી હોય તેમ લાગ્યું ...નીલા આવીને જ્યારે આટલું થોડું બોલી તે વખતે જ સુકુમાર ત્રીજે માળથી ખભે ગોદડાં નાખી નીચે આવતો હતો–જરા મોડો ઉઠ્યો હશે? ઉઠેલો તો વહેલો–પણ પથારીમાં પડ્યા પડ્યા–વિચારમાળા શરૂ કરી હતી...' નીલા મળવા નહિ આવે તો જ્યારે તે મોટરમાં અહીંથી જશે તે વખતે મારૂં મોઢું તો જરૂર બતાવી આવીશ!'

સીધો જ પથારીમાંથી ઉઠીને સુકુમાર આવતો હતો એટલે એના માથાના લાંબા વાળ ઓળેલા તો નહોતા જ. ડામચીયા ઉપર તેણે ગોદડાં નાખ્યાં તે વખતે તેણે નીલાના શબ્દો સાંભળ્યા હતા...એટલે બારણાં તરફ દૃષ્ટિ કરતા મોઢા આગળ જે વાળ આવી ગયા હતા તેને જરા જોરમાં ડોકું હલાવીને માથા ઉપર ફેંકતાં સુકુમાર બોલ્યો 'કોણ નીલુ?'

સ્વપ્ન–વિચારમાળામાં નીલાને શું કહી બોલાવવું તે સુકુમારે નક્કી કર્યું હશે?

'હા.' પેલી ટૂંકા ઉત્તરો આપવાની નીલાએ પદ્ધતિ શરૂ કરી: પણ ના. એને તો રોજની ટેવ પડી હતી. બધાની સાથે

બહુ જ ઓછું બોલવું.

સમાજમાં જ્યારે તેની નિરાશા અદશ્ય થાય તેવું તેને સ્થાન મળશે ત્યારે જ નીલા દિલ ખોલીને બધાની સાથે વાતો કરી શકશે, નહિ?

'બેસોને.' ટૂંકા ઉત્તર સામે સુકુમારે ટૂંકી પદ્ધતિ શરૂ કરી? ઉભી રહેલી નીલા મંજુ–ભગતના ખાટલે બેસી ગઇ.

સુકુમારના બા–અને બાપુ દરરોજ પરોઢીએ જ ઉઠી જતાં–અને પછી જલ્દી જલ્દી નાહી ધોઇ સેવા કરવા એમનાં ઓરડામાં દાખલ થઇ જતાં–અને આશરે ત્રણેક કલાકે તેઓ ત્યાંથી પાછાં ફરતાં.

'નીલુ પણ–' સુકુમારને શું બોલવું તેની સમજ નહિ પડેલી એટલે પાણિયારેથી દાતણ લેતાં લેતાં આટલુંજ બોલીને તે અટક્યો હતો.

આ વખતે સુકુમારની પીઠ નીલા તરફ હતી. નીલા એ 'કુમાર'ની પહોળી–સ્નાયુબદ્ધ પીઠને જોતી હતી.

'બધાં પાડોશીઓના ઘરના બધા કુટુંબીઓને મળીને જવું એવો આજે મેં નિર્ણય કર્યો છે. એટલે કુમાર તને પણ મળવા આવી છું.'

કુમાર જેવી રીતે ભૂલથી કે જાણીજોઇને બોલી ગયો હતો તેવી જ રીતે નીલા પણ...જાણીજોઇને 'કુમાર–તને' શબ્દો બોલી, સુકુમારને બોલવાની સમજ ન પડી. એટલું નીલા તરત જ સમજી ગઇ અને આ સુકુમારની પાસે જાણે એનું હૃદય ખૂલવાની શરૂઆત થતી હોય તેમ તેણે પેલી ટૂંકી પદ્ધતિ મૂકી દીધી. ના રે ના એ તો મૂકાઇ જ ગઈ. આપોઆપો જ.

'ઓહ! નીલા એ તો બહુજ સરસ.' બહુ જ ભાવનાપૂર્વક કંઈક બોલી ગયો એમ સુકુમારને એના શબ્દો બોલામા પછી લાગ્યું.

'હા! બહુજ સરસ.' નીલાની વેદના ખૂલ્લી થઈ હતી. જાણે એના શબ્દોમાં સુકુમાર માટે કટાક્ષ હોય એમ જણાતું હતું. ના ના

સુકુમારના ભાવનામય શબ્દો બોલાયા પછી તે શબ્દોની અસર નીલા ઉપર થઈ અને તેથી નીલાના હૃદયમાં સુકુમાર માટે ભાવના મલી. અને તેથી નીલા એની વેદના એના ઉપર ભાવ રાખનારને કહી રહી હશે.'

'કેમ—નીલુ એવું કેમ બોલે છે? લગ્ન થાય ત્યારે તો—' પણ બાકીનું નીલા ઉપર જ છોડી મૂકતાં સુકુમાર બોલ્યો. એની બોલવાની રીતમાં બાકીનું નીલા સમજી શકે એમ હતું. 'માનવમાં પ્રેમ માટે જ્યારે ભાવના ઉત્પન્ન થાય ત્યારે જેના હૃદયમાં દુ:ખ હોય તે એના ઉપર ભાવના રાખનારને કહે—અને જાણે પોતાનું દિલ હવે આશા—કંઈક વેદના દૂર કરી ચૂકયું છે એમ લાગે—'

'ત્યારે તો બહુ જ આનંદ હોય, નહિં?' અધુરૂં રહેલું નીલા તરતજ બોલી ગઈ...સુકુમાર આ વખતે નીલાની પાસે જ ખાટલાના બીજે છેડે બેઠો હતો—એક છેડા ઉપર નીલા હતી.

—નીલાના આ વખતના શબ્દો જાણે સુકુમાર પાસે 'આનંદ' માગતા હોય તેમ જણાઈ નથી આવતું?

'પણ તમને નિરાશા તો મળી નથીને?' સુકુમારે હવે સીધો જ પ્રશ્ન જાણીજોઈને પૂછ્યો!

'નિરાશા હશે' તો... જવા દોને કુમાર— બની ગયું— થવાનું હતું તે થઈ ગયું.' નીલાને બધું કહેવું તો હતું પણ પરાણે તે અટકાવવા પ્રયત્ન કરી— અને તેમાં સફળ થઈ અને એક નિશ્વાસ મૂકી નીલા જમીન સામૂં જોવા લાગી.

નિરાશ બનવાની શી જરૂર નીલુ? સમાજે તને દુ:ખ દીધું હોય તો સમાજને ઠોકરે ઉડાવ—ગભરાય છે? આજે સાસરે જવું ન ગમતું હોય તો શા માટે પરાણે ગમાડવા યત્ન કરે છે? સમાજ સામે તું બળવાખોર નહિ બને તો તારી દશા? નીલુ, નીરાશા જો જીવનમાં રાખીશ તો તારે આત્મહત્યા કરવી પડશે!' બહુ જ ઝડપથી કુમાર બોલ્યો.

નીલુ અને કુમારની મર્યાદા હવે દૂર થઇ ગઈ હતી, છુટથી બન્ને હવે બોલવા લાગ્યાં.

'કાંઈ નહિ! સુકુમાર મને જીવનમાં તું સાથ આપવા તૈયાર થાય છે—નહિ? પણ એવું ન કરીશ—સમાજ તને પણ ઠોકરે ઉડાવશે—મારી નિરાશા ભલેને મારી પાસે રહી.' નિરાશ નીલુ સુકુમારની દરકાર રાખતી હતી. એના શબ્દોમાં વેદના પણ હતી અને સુકુમાર માટે ભાવના પણ હતી.

'મારી પરવા તું શા માટે રાખે છે?' સુકુમાર આગળ બોલવાનો હતો પણ ઉપરથી કમળામાસી નીચે આવતાં હતાં. સુકુમારની તો તે તરફ પીઠ હતી; એટલે તેને ખબર નહોતી પણ નીલા તે જાણી ગઈ હતી એટલે નીલાએ સુકુમારના શબ્દો સાંભળવાની મરજી જ ગૂમાવી હોય તેમ તે કમળામાસી સામૂં જોઇ બોલી: 'છેલ્લે છેલ્લે પણ તમને મળવા આવી છું હોં કે.'

સુકુમાર આ વખતે નીલાના મુખ સામૂં જોઈ રહ્યો—અને વિચારવા લાગ્યો: 'એકદમ નીલાની વેદના કેમ દૂર થઇ ગઇ? તે કાંઈ જુદું તો નહિ બોલતી હોયને?'

'હા આવજે—તું તો કદાચ હવે યાદ જ નહિ કરવાની. મને ખાત્રી જ છે.' પરાણે જાણે લાડ ઉત્પન્ન કરતા હોય તેમ નીલાના આ કમળામાસી બોલ્યાં.

'ના. ના. એવું તો કાંઇ નહિ.' નીચું જોઇને બહૂ જ ધીમે નીલા બોલી.

નીલાનું બધું વર્તન સુકુમાર ધ્યાનપૂર્વક જોઇ રહ્યો હતો.

—પણ આ વખતે સુકુમારની બા–કમળામાસીની નજર સુકુ-માર તરફ જરા વેધક બની ગઈ હતી.

નીલા આ જોઈ રહી હતી. 'હું ત્યારે હવે જાઉં છું.' ઉઠતાં ઉઠતાં સુકુમાર અને કમળામાસી તરફ વારાફરતી નજર નાખતી નીલા સુકુમારને જ ખાસ કરીને જણાવવા આવું બોલી.

સુકુમાર તો બધુ સમજી જ ગયો હતો. સ્હેજ હસતાં હસતાં તે બોલ્યો 'નીલુ મારી યાદ રહે એવી કોઇ ભેટ આપું?'

'ભેટ?' જરા જોરથી નીલા બોલી.

'ફક્ત હું યાદ રહી શકું માટે જ.' સુકુમાર સમજી ગયો હતો—'ભેટ' શબ્દની પાછળ નીલુની વેદના જણાઈ આવતી હતી.

'શું આપશે?' નીલા સુકુમારને જોઈ જરા સ્નેહથી પૂછતી હોય તેમ બોલી.

'દિલરૂબા...વગાડતાં આવડશે?' આશા સફળ નીવડી તે બદલ પણ નીલા આશા—શ્વાસ લેવાનું ભૂલી નહિ.

નિશ્વાસ કરતાં આ આશા—શ્વાસ બહૂ જ ગમતો હોય તેમ નીલાનો ચહેરો બોલતો હતો.

'ક્યાં છે?' નીલા હસીને બોલી—જાણે માગતી જ ન હોય.!

'ચાલ ઉપર આપું.' સુકુમારની સ્વતંત્રતા કમળામાસીમાં 'પ્રગટ' થઈ ચૂકી હતી. એ સ્વતંત્રતા માટે હવે કંઈક ટીકાઓ નીલાનાં ગયા પછી થશે એમ તેમનાં 'નિરીક્ષણ—દર્શન'થી લાગતું હતું. નીલા અને સુકુમાર સિવાય તેમની આંખો ખાસ બીજું કાંઇ શોધી શકતી નહોતી.

નીલાને લાગતું તો હતું જ કે 'સુકુમાર' નાહક...પણ એને તો દિલરૂબા લેવી જ હતી એટલે સુકુમારનું હવે પછી, પોતાના ગયા પછી શું થશે તે ભૂલી જ ગઇ—ફક્ત થોડા જ વખત માટે. સુકુમાર અત્યાર સુધી પેલું દાતણ ચાવતો હતો. તે બહાર ફેંકી નીલા સાથે ત્રીજે માળ ગયો.

'બરાબર વગાડતાં શીખી જજે હોં કે.' નાની લાકડાની લાંબી પેટી સાથે જ દિલરૂબા સુકુમારે નીલાને આપી.

આ વખતે સુકુમાર નીલાના ચહેરા સામૂં જ જોઈ રહ્યો હતો.

'મને ન ભૂલીશ—કુમાર' ફરીથી એની વેદના જણાવવા નીલા પ્રયત્ન કરતી હતી?

ના ના. હૃદયમાંથી આપોઆપ આ વેદના ઉત્પન્ન થઈ હતી. અને તેની હૃદયછાપ સુકુમારનાં હૃદય ઉપર તરત જ પડી.

'મને પત્ર લખીશ?' સુકુમાર નીલાને આશા આપવા પ્રયત્ન કરવા લાગ્યો.

'જેવા સંજોગો...' નીલા પેટી ખોલી દિલરૂબા જાતાં જોતાં બોલી.

'તું બીકણુ કેમ બની ગઇ?' સુકુમારે ફરી નીલાને કહ્યું.

બળવાખોર વૃત્તિ આ સુકુમારમાં હશે? આશા આપી નીલાની નિરાશા સુકુમાર દૂર કરતો હતો?

'તું તો લખજે–પહેલાં હું લખું પછી જ.' નીલા દિલરૂબાને પેટીમાં જ રહેવા દઇ એક આંગળી વડે એનો તાર હલાવતી હતી. અત્યારથી નીલા તેની દિલરૂબા માટે કાળજી રાખતાં શીખી ગઇ હતી.

સુકુમાર એના માથાના વાળ હાથ વડે સરખા કરતાં કરતાં નીલાને જોતો હતો. એટલામાં નીચેથી મંજુ–ભગતની બૂમ પડી.

'સુકુમાર.' બૂમ પાછળ ગુસ્સાનું બળ તો જણાતું નહોતું જ. સુકુમારના બાપુએ બૂમ પાડી હતી.

'ચાલો આપણે હવે જઇએ–કદાચ મારા માટે બધાં શોધખોળ કરવા બેસી જશે.' નીલા સુકુમારને કહેવા લાગી. સુકુમાર માટે નીલા ફરી જવાબદાર બની. આ વખતે તેને દિલરૂબા મળી ગઈ હતી, એટલે દિલરૂબા માટેની એની આશા ફળી ગઇ. એટલે નીલાને સુકુમાર માટે જવાબદારી યાદ આવી.

—દિલરૂબાની આશામાં તે જવાબદારી ભૂલી અને સુકુમાર સાથે ત્રીજે માળ આવી હતી.

બન્ને નીચે આવ્યાં.

'ચાહ થઇ ગયો છે–તારૂં દુધ ટાઢું થઇ ગયું.' જાણે નીલા માટે ચાહ હોય અને સુકુમાર માટે દુધ હોય તેમ નીલાના પેલાં કમળામાસી બોલ્યાં.

'હું ને નીલા થોડું થોડું દુધ પી લઇશું.' સુકુમારે પતાવ્યું.

સુકુમારની બા અત્યારે કાંઈ જ બોલી શકતાં નહોતાં. ફક્ત નીલાની હાજરીને લીધે કદાચ નીલાને ખોટું લાગી જાય તો પણ હવે જો નીલા વધુ વખત અહીં રહેશે તો જરૂર તેઓ નીલાની હાજરીમાં નીલાના હૃદય ઉપર સુકુમારને કાંઇક કહી અને અસર કરશે.

કમળામાસીનું કઠણ મ્હોઢું આવું કહેતું હતું.

નીલા આ જોઈ શકી હતી. એટલે તે બોલીઃ 'ના રે હું તો દૂધ પીને જ આવી છું.'

પણ આ શબ્દો તે સુકુમારને બચાવવા બોલી હતી– છતાંએ સુકુમારને આ શબ્દોથી લાગી આવ્યું. કારણ? પોતાના હૃદય–ભાવને નીલા છૂંદવા યત્ન કરતી હોય તેમ સુકુમારને લાગ્યું.

નીલા તો ખૂબ ચાલાક છે.

—પણ આ વખતે સુકુમારના બાપુ બોલ્યા...'ના. ના. પી લે– સુકુમારને ખોટું લાગશે, અને સુકુમારે નીલુને આ દિલરૂબા ભેટ આપી?'

—આ બોલાએલા શબ્દોની અસર નીલુના અને સુકુમારના હૃદય ઉપર થઈ–નીલાએ સુકુમાર સામૂં જોયું–તેણે થોડું દુધ બીજા પ્યાલામાં પોતાના પ્યાલામાંથી કાઢીને આપ્યું–અને પછી તે બોલ્યોઃ 'બાપુજી, નીલા કહે છે મને દિલરૂબા આપો–આપને–': 'મેં પણ લગ્નની એક ભેટ–એમ કહી એને આપી છે.'

નીલા દુધ પીતાં, હસતાં રહી ગઈ.

'તેં બતાવી હશે.' સુકુમારના બાપુએ અનુમાન કર્યું.

'હા.' સુકુમાર બોલ્યો.

આ વખતે કમળામાસી પેલી નીલાના હાથમાંની દિલરૂબાવાળી પેટી જ જોઈ રહ્યાં હતાં. નીલાએ દુધ પી લીધું અને પછી નીલા બોલીઃ 'તો હવે હું જઈશ.'

'આવજે હોં કે.' નીલાના બાપુ બોલ્યા, સુકુમાર તો કાંઇ જ ન બોલ્યો–નીલાને જતી જોઇ રહ્યો– આશામાં જાણે આનંદી બની

હોય તેમ ઝડપથી નીલા ચાલી જતી હતી... પેલી દિલરૂબાને લઇને... સીધી જાનીવાસે-પોતાના ઘેર તો ગઇ જ નહિ ને.

નીલાની નિરાશા અદશ્ય થઇ ગઈ હતી. એના મુખ ઉપર પણ હવે આનંદ જણાતો હતો.

'કેમ તેં કાંઈ નીલાને 'આવજે' કે 'જજે' એવુંયે ના કહ્યું?' નીલાના ગયા પછી તરત જ કમળામાસી બોલ્યાં. એમના શબ્દોમાં પણ તીખી અને તીણી નજર જણાઈ આવી.

'મરજી.' ટૂંકમાં જ પતાવવાની હવે સુકુમારે શરૂઆત કરી.

'મરજી-બરજી નહિ ચાલે. સમજ્યો-આમ આટલી છૂટથી પારકાંની છોકરીઓ જોડે વાતો કરતાં શરમ નથી આવતી?' હવે કમળામાસીએ સુકુમારને છૂટો લીધો.

પણ સુકુમાર કાંઇ બોલે તે પહેલાં સુકુમાર-પક્ષી તેના બાપુ બોલ્યા: 'હવે એમાં તારૂં શું લૂંટાઈ ગયું-ચૂપચાપ તારૂં કામ કરને-'

સુકુમાર તો કાંઇ બોલ્યા વગર સીધો નહાવાની ઓરડીમાં જ ચાલ્યો ગયો.

'પણ અત્યારથી એ શું?' કમળામાસી અટકયાં નહોતાં. એમણે તો નીલા અને સુકુમાર બન્નેને ખૂબ વાતો કરતાં નજર-સમક્ષ જોયાં હતાં-એટલે તેઓ બોલ્યા.

એમના ખાટલામાં જ બેઠેલા હતા!

'અરે તમને તો કહ્યું ત્યારે તમે જાણ્યું છે. બાકી ત્રીજે માળ પણ વાતો કરતાં હતાં...' કમળામાસી તો બહુ જ કડક નજર-વાળાં લાગતાં હતાં.

'તારાથી તો હવે તોબા-વાંચવા દેવું છે કે, નહિ?' બે હાથે ખરેખર નમસ્કાર કરતાં કરતાં સુકુમારના બાપુ બોલ્યા.!

'તમે જ એને બગાડી મૂકયો છે.' કમળા માસી નહિ જ અટકે?...બહુ જ અકળાઈ ગયાં હતાં. છોને બોલે. જેટલું બોલવું હોય તેટલું.

નહાવાની ઓરડીમાં સુકુમાર તો ઠંડા પાણીના લોટા પોતાના માથે રેડતો હતો. એને તો જાણે પરવા જ નહોતી. પોતાની સગી માતાની દરકાર નહિ રાખે ?

શા માટે ?–નિર્દોષતા હોય છતાંયે હૃદય ચૂંથવા કોઇ વ્યર્થ પ્રયત્ન કરતાં હોય તો તેમની દરકાર શા માટે ?—

એટલામાં મંદિરે જવાનો વખત થયો હશે. બે ત્રણ પડોશીઓ કમળામાસીને બોલાવવા આવ્યા હતા—ચાહના વાસણને એમને એમ રાખી અને પહેરેલે કપડે જ નજીકના મંદિરમાં દર્શન કરવા બધાં બૈરાઓ સાથે તેઓ 'બસ હવે' જરા ગુસ્સામાં અધુરૂં બોલીને ચાલ્યા ગયા.

—કમળામાસી પોતે તો કંટાળી ગયાં હોય તેમ જણાતું હતું–તેઓ ગયાં એટલે મંજુ–ભગતે પણ રામાયણ ઉઘાડયું. પોતે તો દર્શન કરી આવ્યા હતા–જ્યારે નીલા સુકુમારને મળવા આવી હતી ત્યારે.

'હાશ' આખી ડોલનું ઠંડુ પાણી માથા ઉપર રેડતાં રેડતાં સુકુમાર બોલ્યો...નહાવાની ઓરડીમાં જ.

* * *

[ ૮ ]

કિશોરીલાલ શેઠ જાનીવાસામાં બહુ ઝડપથી એક ખૂણામાંથી બીજા ખૂણા તરફ દોડાદોડી કરતા હતા! કદાચ તેઓ નીલાની શોધખોળ પાછળ પડયા હોય એવું જ હતું. 'નીલા' વગર હવે કદાચ એમનો સુકાએલો 'જીવન-કુવારો' કોઇ ભીંજાએલો અને પાણી ઉડાડતો બનાવી શકે એમ નહોતું જ.

સવારમાં જ બજારમાં સીધા કિશોરીલાલ ગયા હતા અને તૈયાર સોનેરી અભ્રખવાળાં બે પાન લીધાં હતા—એમણે એમનું એક પાન ત્યાંને ત્યાં જ એમના ગૌરવશાળી બેસી ગએલા મ્હોઢામાં નાખવાનો વિચાર કર્યો હતો. પણ પાછળથી એકાએક એમના હૃદયમાંથી છૂટી પડેલી પ્રેરણાને લીધે તેઓએ વિચારને ગુલાંટીયું ખવડાવી દીધું અને નક્કી કર્યું કે: 'નીલા મને પાન ખવડાવશે અને હું નીલાને ખવડાવીશ.'

પાન લઇને કયારનાએ તેઓ જાનીવાસે આવ્યા હતા પણ અફસોસ! નીલા એમને કયાંય ન દેખાઇ. એમની મૂંઝવણનો પાર જ ન રહ્યો. નીલા અહીં નહોતી એટલે નહિ પણ પોતાને પાન જલ્દી એ નીલાના હાથે ખાવું હતું તેથી.

વાહ—વાહ કેટલી બધી હૃદય વેદના!

કેમ ? કિશોરીલાલની મૂંઝવણને હૃદયનું દર્દ ન કહી શકાય ?
—એ તો બધું–જવા દો નક્કી કરી લેજો—

એની દિલરૂબા લઇને નીલા દૂરથી આવી પહોંચી...આનંદી એનો ચહેરો જોઇને કિશોરીલાલ એમના ‘તેજસ્વી–કાળા’ મોઢામાં પણ જરા હસ્યા. પણ નીલાને ખબર પડી કે કિશોરીલાલ પોતાના સામૂં જોઇને હસ્યા–એટલે કોણ જાણે નીલાનો પેલો આનંદ ઉડી ગયો. એની જે વેદના હતી–તેનું મૂર્ત સ્વરૂપ એની નજર સમક્ષ ઉભું હતું–એક ખૂણેથી બીજે ખૂણે અને પોતે જે ઓરડામાં બેસતી હતી તે જ ઓરડામાં ‘તે’ એની ભયાનકતા બતાવતું હતું. વેદના જેનાથી વધે તેને શું ભયાનકતા ન કહી શકાય? બન્નેને પછી કિશોરીલાલને–સૂકાએલા ડાચામાં–મોઢામાં પાન વડે લાલી–ભીનાશ લાવવી હોય.

નીલા ત્યાં ઉભી જ ન રહી. એની દિલરૂબા લઇને મકાનમાં માળા ઉપર ચાલી ગઇ.

‘હશે.’ કિશોરીલાલ પોતાની જાતને જરા ડાહ્યા–ડમરા થઇને આશ્વાસન આપતા હતા. ‘હજુ પરણી તો ગઇ કાલે છે. એટલે શરમ હોય જ ને–હું પણ ગાંડો છું ને કે અત્યારથી એની પાછળ...!’ પોતાની જાતને કલ્પનામાં પણ બેશરમી કહેનાર આ કિશોરીલાલને ‘હું’ અભિનંદન આપ્યા વગર નહિ જ રહું. નીલા તેમને પરણી હતી કે તેઓ નીલાને પરણ્યા હતા. તે બદલ તેઓ જરા જુદું બોલી ગયા એટલે ન છૂટકે, ‘હુ’’ મારા અભિનંદન પાછા ખેંચી લઇશ તો કિશોરીલાલને આશ્ચર્ય નહિ થાય કે નહિ થાય લગીરે હૃદય–વેદના. કારણ કે પોતાના શબ્દોમાં જુઠ્ઠાપણું છે કે સાચાપણું તે બધું જોવાને માટે તેઓ તાત્કાલિક તો હાજર નહોતા જ. એમના તરંગોમાંથી જ્યારે વછૂટશે અને કદાચ જીવનની છેલ્લી પથારીએ પડયા હશે ત્યારે કદાચ એમને–હૃદયમાં સાચું દુઃખ થશે–એ વખતે ‘હું’ તેમને જરૂર અભિનંદન આપવાનો જ...પણ ભાવિનો તે વળી શો ભરોંસો !

કિશોરીલાલની લાલસા ફેરવાશે કે કેમ તેની કોને ખબર? હશે! કિશોરીલાલને ભગવાન ડાહી બુદ્ધિ આપે!...અરે પણ આ તો ઉંધે રસ્તે ચઢયો...કિશોરીલાલ–અલબત્ત–કિશોરીલાલ ગાંડા નહોતા જ, પછી–ભગવાનને ડાહી બુદ્ધિ આપવાનું પણ મન કયાંથી થાય?

નીલાને તેઓએ પરાણે ફક્ત અત્યારે તો પોતાની નજરમાંથી જ દૂર થવા દીધી. નીલા ધાબા ઉપર આવી.

ઘડી પહેલાંની આનંદી નીલા બદલાઇ ગઈ–નીલા નિરાશ બની ગઈ. એણે દિલરૂબાની પેટી ખોલી. દિલરૂબા મેળવ્યે તો હજુ તેને પૂરો અડધો કલાક પણ નહોતો થયો...દિલરૂબાને બહાર કાઢી...અને દિલરૂબા શી રીતે બજાવવી તેની નીલાને ખબર નહોતી. છતાંયે બેત્રણ એની કોમળ અંગુલીઓવડે એ દિલરૂબાના તારમાંથી પણ નીલાએ પોતાની નિરાશા–વેદના પ્રગટ કરવા પ્રયત્ન આદર્યો! દિલરૂબાનો ગજ એણે પેટીમાં જ રહેવા દીધો.

—પણ નીલા તેની દિલરૂબામાં મસ્ત બને એ પહેલાં એની સાસુજીની નીચેથી બૂમ પડી–'નીલા.'

નીલાએ એક નિસાસો નાખ્યો. પોતે દિલરૂબા ન બજાવી શકી માટે? પોતાની હૃદય–વેદના પ્રગટ ન કરી શકી માટે? પોતાની સ્વતંત્રતા ઉપર 'કોઇએ' હાથ ઉઠાવ્યો હશે માટે?

ન છૂટકે નીલા ઉભી થઇ. દિલરૂબાને ત્યાં પડી રહેવા નહોતી દીધી. પાછી હતી તેમ એને પેટીમાં મૂકી દીધી–પેટી બંધ કરી. અને પછી–' સુ...કુ...મા...ર 'એટલું વેદના સહીત બોલતાં બોલતાં તે નીચે આવવા–સાસુજી પાસે આવવા લાગી...પણ આવી દશામાં નીલા સાસુજીને ઉત્તર આપી શકી નહોતી...એટલે તરત જ થોડી-વારના અંતરે બીજી બૂમ પડી 'નીલા–વહુ'...શું સાસુજીનો હેતભાવ ઉછળી પડયો! પણ ના–પરાણે જાણે 'વહુ' શબ્દ બોલતાં હોય–નીલાની જાણે મશ્કરી કરી ગુસ્સાથી બોલાવતાં હોય તેમ એમના શબ્દો ઉપરથી લાગ્યું.

'આવી' કહી નીલા નીચે આવતી જ હતી. કોણ જાણે નીલાના શબ્દોમાંથી ગુસ્સો અહીં જ પીગળી જતો હતો.—એ બળવાખોર કેમ નથી બનતી ? પણ તેના કોમળ–હૃદયમાં કંઈજ નહિ થઈ શકે અને કદાચ નીલા દુઃખી થાય. ના રે ના નીલાને સુકુમાર છે. દિલરૂબા છે. પછી તે ક્યાંથી દુઃખી થાય ? નીલા દુઃખી નથી જ થવાની !

વચલે માળ થઈને નીચે જવાનું હતું. ત્યાં નીલાએ ફરી કિશોરીલાલ જોયા–પણ નીલા તેમના સામું જોયા વગર વચલે માળથી સીધી દિલરૂબાની પેટી લઈને જ નીચે ચાલી આવી. સીધી દિલરૂબા સાથે જ એનાં સાસુ સમક્ષ !

એનાં સાસુએ નીલાના હાથમાં આવી લાંબી પેટી જોઈ એટલે સ્હેજસ્હાજ સ્વભાવે જ પૂછયું : 'આમાં શું છે ?'

નીલા સ્હેજ હસી પડી–દિલરૂબા અને સુકુમારની યાદથી–અને 'ઉભા રહો હું મારા ઘેર ટ્રંકમાં મૂકી અને આવું છું.' પાછી નીલા આનંદી બની ગઈ ?

સાસુજીને શું કામ હતું તે જાણ્યા વગર અને સાસુજીએ પૂછયું તેનો ઉત્તર આપ્યા વગર નીલા ત્યાંથી પોતાના મકાન તરફ ગઇ...દોડી.

પણ નીલાને તો જવાનું તો ધર્મપત્નીના મકાન આગળથી જ ને.

ત્યાં આગળ થઇને જતાં જતાં નીલાએ એ મકાનમાં નજર નાખી હતી. સુકુમાર તે વખતે ખાટલા ઉપર બેસી માથાના લાંબા વાળ ઠીક કરતો હતો. 'કુમાર' નીલા ધીમેથી બોલીને ચાલી ગઈ. સુકુમારનું ધ્યાન ખેંચાયું હતું–સ્હેજ હસ્યો અને પછી પોતાના વાળ ઠીક કરવામાં જ પડ્યો.

—સુકુમારના હાસ્ય પાછળ કોઈ ઈચ્છા નહોતી પોતાને લીધે નીલાની નિરાશા દૂર થઈ અને નીલા–આશામય–કંઈક આનંદી બની માટે સુકુમાર હસ્યો હતો.

પોતાના ઘરમાં નીલાએ નહિ જ આવવાનું નક્કી કર્યું હતું, પણ દિલરૂબાને માટે–પોતાનો જે પેલો 'પટારો' હતો તે હજુ જાનીવાસે નહી આવેલો એટલે એમાં પોતાની દિલરૂબા મૂકવા તે આવી હતી. એણે શું એમ નક્કી કર્યું હશે કે દિલરૂબા હવે સાસરે જ બજાવીશું? કદાચ એમ પણ હોય–કેમ? આજે તો જવાનું હતું. જાન પાછી આવી તેવી જવાની હતી. નીલાને લઈને જ હોં કે.

નીલાને આમ આનંદમાં આવેલી જોઈ એના બાપુ ચલમ ફૂંકતા હતા. તે જરા હસ્યા. ભાનુ તો પેલી 'રીસ્ટ–વોચ'ને ચાવી આપતો હતો. પણ કેમ? હજુ પણ તે તો ચાવી આપ્યા જ કરે છે. ઓહ! રીસ્ટ–વોચની કમાન છટકી ગએલી હતી.

પણ નીલાનું ધ્યાન તો આ બધામાંથી કોઈની તરફ નહોતું જ. પોતાના પેલા 'પટારા' તરફ ચાલી ગઈ. પૂજા–પાઠવાળા–પેલા ઓરડામાં જ. પટારો–ટ્રંક પોતાની પાસેની કુંચી વડે ખોલ્યો. પોતાને કુંચીઓ–તેનાં સાસુજીએ આપેલી હતી.–અને પટારામાં મ્હોટી ટ્રંકમાં પોતાની દિલરૂબાને બહૂ બહૂ સાચવીને ગોઠવી દીધી. પછી ટ્રંક બંધ કરી તાળુ લગાવ્યું–છેલ્લે છેલ્લે પણ એક નજર નાખી–એ ટ્રંક તરફ–અને પછી દોડી–ના ના–ચાલી–ધીમે જ પગલે–જાનીવાસા તરફ–એ કોઈની જોડે ન બોલી––નહી એના બાપુ જોડે કે નહિ એની બા જોડે–મગર એના ભાનુભાઈ જોડે–અરે નજર સુદ્ધાં પણ નહોતી નાખીને.

એનાં બા–બાપુએ એમની જાતે આશ્વાસન મેળવ્યું. 'હશે–આનંદમાં આવી લાગી છે–ભલે કાંઈ ન બોલી–જલ્દી–જલ્દી એને જવાનું મન થયું હશે.'

બીજાઓના હૃદય સુધી પહોંચવાની જ્યાં સુધી શક્તિ ન હોય ત્યાં સુધી અનુમાન ન જ કરવું એ વધારે સારૂં નથી?

ધીમેથી જતી વખતે નીલા કુમારના મકાન પાસે ઉભી રહી. આ વખતે તેણે સુકુમારને બૂમ પાડી બોલાવ્યો નહિ.

સુકુમાર તે વખતે એના વિશાળ શરીર ઉપર પોતાનો એક હાથ ખાસ કરીને બીજા હાથના સ્નાયુ ઉપર ફેરવતો હતો.

પોતાના શરીર માટેનું સુકુમારનું અભિમાન આમાં જણાતું હતું નહિ?

તેણે ઓચિંતાના તરત જ નીલા સામું જોયું ધીમેથી થોડું જ હસતાં નીલા બોલીઃ 'પછી બા બોલ્યા હતાં ને?'

નીલા જાણે પોતાનામાં સચોટતા છે જ એ પ્રમાણે પૂછતી હતી, એના શબ્દોમાં સુકુમાર માટેની એની કાળજી પણ જણાતી હતી.

'તું મારી દરકાર રાખવા પ્રયત્ન કરે છે? પહેલાં નીલા બહાદૂર બનવી જોઇએ.' સુકુમાર મકાનમાં આંટા લગાવવતાં લગાવતાં બોલ્યો.

'હું જઇશ મારી સાસુ બોલાવે છે.' નીલા આનંદી બની.

'ના ના.' પોતાની સાસુ ઉપર જાણે નીલા કટાક્ષ ફેંકતી હોય તેમ નીલા જાનીવાસે સાસુ પાસે આવી. ખડે પગે જાણે હાજર ન થઇ હોય. 'કોની પેટી હતી?' નીલાના પેલા સાસુજીએ ખબર લેવા માંડી. એટલું પણ તેઓ હજુ સમજી શક્યાં નહોતાં, કે કદાચ લગ્નની કોઇની ભેટ હશે. નીલા માટેની ખબરદારીને લીધે બોલાયેલા શબ્દોની અસર નીલા ઉપર તરત થઈ. નીલાનો પેલો આનંદ ઉડી ગયો. 'મને ભેટ મળેલી છે.' ન છુટકે ગંભીર બની નીલાએ —ભેટ મળેલી છે. એમ આ બીજાઓના ઉપર ખૂની નજરથી જોનારને કહ્યું.

'સારૂ—જો નીલા—અહીં બધાં વડીલો જે આવેલાં છે—તે બધાંને પગે લાગો.' શાબાશ છે આ સાસુજીને. ઘડીમાં ગુસ્સે થઇ—ઘડીમાં નીલા ઉપર પાછાં ભાવનામયી બની ગયાં. એમની અક્કલમાં કોણ કહે છે યંત્રવાદ નથી? એક સરખી ભાવના વગરની વૃત્તિને પ્રેમ કેમ કહી શકાય?

—નીલાએ આ સાંભળ્યું—અને જાણે નીલાને લાગ્યું કે પોતાના

હોંશકોશ ઉડી ગયા... પોતાનું જ્યાં દિલ નથી ત્યાં પરાણે કેમ જઇ શકાય? છતાંએ નીલાને જવું પડયું. પોતાનો માથા ઉપરનો સાલ્લો નીલા જરા આગળ લાવી-લાજ કાઢવા ખાતર? મ્હોટાઓની આમન્યા સાચવવા માટે?

ના...ના...ના પોતાના હૃદયની વેદના કોઇ જોઈ ન જાય તેટલા જ માટે. !

—નીલા એક પછી એક વડીલોને પગે લાગી. ! આ વખતે લાજ પાછળ છૂપાએલી એની આંખોમાં બીચારાં અશ્રુઓ આવ્યાં હતાં.-પણ આ તો કોઇ જોઈ શકયું નહોતું-નહિતર શું આ વડીલોમાંથી કોઇને પણ દયા ન આવત? એકલી નીલા આ દર્દ અનુભવી રહી હતી.

એની વેદના એના હૃદયમાં જ દબાએલી રહેશે? 'ના. ના, ના સુકુમાર છે-દિલરૂબા છે-પછી શો વાંધો?'

'અગિયાર વાગે સ્પેશીયલો બોલાવી છે ને?' કિશોરીલાલ શેઠ શહેરમાં જવાની તૈયારી કરતા હતા-એટલે તેઓ તેમની માતુશ્રી-ઘરડા-વૃદ્ધ બુદ્ધિવાળાં માતુશ્રીને પૂછવા આવ્યા...પણ એમના બોલમાં જરા ભૂલ થઈ ગઈ હતી. 'સ્પેશી-યલો' માં 'ચાહની કડક મીઠ્ઠી સ્પેશીયલો' સમજવી કે 'સ્પેશીઅલ સિગારેટ' જે હમણાં બહાર પડી છે તે સમજવી તે જરા મારા માટે અઘરૂં થઇ પડયું. અરે મારી તે વખતે હાજરી જ નહોતી. હું તો કલ્પનામાં તરંગે દોડયો છું-મૂકો એ વાતને આગળ ચાલીએ.

'હા તને ઠીક લાગે તેમ! કિશોરીલાલના માતુશ્રીએ કિશોરી-લાલના સૂકા દેહની સૂકી બુદ્ધિ ઉપર વાત મૂકી દીધી. જોઇશું હવે કિશોરીલાલ 'કડક મીઠ્ઠી ચાહ' લાવે છે કે 'સ્પેશીઅલ સિગારેટો' ના ડબ્બા!

નીલા બધાને આ વખતે પગે લાગતી હતી. તેના તરફ જરા સહેજ તીરછી નજર નાખી કિશોરીલાલ શેઠ ચાલ્યા ગયા.

ઓહ ! આ તો ચાર ભાડે ફરતી સ્પેશીયલ મોટરો હતી. કિશોરીલાલ શેઠના માતુશ્રી બધાને મોટરોમાં બેસી જવાનો હુકમ કરતાં હતાં. પાડોશીઓનું કેટલુંક નહાનું–મ્હોટું સહકુટુંબીઓ સાથેનું ટોળું આજુબાજુ ખડે પગે છેલ્લાં છેલ્લાં પણ 'વર–કન્યા' જોવા ત્યાં ઉભા હતાં...નીલા ?

'છેલ્લી વખત પણ 'સુકુમારને મળું' એવું નક્કી કરીને નીલા સુકુમાર પાસે જતી હતી. એના ધીમા ભરાતા પગલામાં આ વખતે ખૂબ જ નિરાશા–ખૂબ જ વેદના જણાતી હતી.

બીચારી નીલા. !

'સુકુમાર હું જઈશ.' સુકુમાર નીલાની રાહ જ જોતો પોતાના મકાન બહાર ઉભો હતો. અને જાણે ખાત્રી જ હોય તેમ તે નીલાને જોતા જોતાં જ. નીલાના શબ્દો સુકુમારે નહિ સાંભળ્યા હોય ?

'એમાં રડે છે? ગાંડી–એવું નહિ કરવાનું ચાલ. બહાદુર નથી બનવું ?' નીલાની આંખમાં નીલા જ્યારે સુકુમારને પોતાની જવાની વાત કરતી હતી ત્યારે આંસુ આવ્યાં હતાં એટલે સુકુમારે નીલાને બીજુ કાંઇ કહેતાં પહેલાં તરતજ તેનુ રડવાનું કારણ...ના રે ના તેને હિંમત આપી. આશ્વાસન આપ્યું. આશ્વાસન અને હિંમત આપવા પ્રયત્નો જ કર્યા.

'તને હું જરૂર પત્ર લખીશ હોં.' નીલા જાણે સુકુમારની બની ગઇ હોય તેમ બોલતી હતી. નહિ? પણ ના. એવું નહોતું– પોતે કાગળ લખશે એમ કહી અને તે સુકુમાર પાસે આશા માંગતી હતી. જાણે કે પત્ર દ્વારા આશ્વાસનની—

'દિલરૂબા રોજ બજાવજે–મને પત્રો લખજે. પણ છે શું ? હવે રડવાનું નહિ હોં કે–ચાલ પ્રતિજ્ઞા લઈ લે...અને...મને પગે લાગી જા.' હસાવવા માટે સુકુમાર આવું બોલ્યો નહોતો–એના હૃદયની પ્રેરણાથી આવું બોલી શકયો હતો.

નીલા આ વખતે સ્હેજ હસી. સુકુમારની વધૂ નજીકની બની

ગઇ...સાચેસાચ નીલા સુકુમારને પગે લાગી !

હૃદયથી થએલી માગણી કદાપી નિષ્ફળ નથી જતી.

આ વખતે આજુબાજુ કોઈ ઉભું તો નહોતું જ. પરન્તુ જો કોઇ હોત તો શંકા–સમાધાન તેઓનું કેવી રીતે થાત તેની મને મૂંઝવણ ઉભી થાય છે–હશે જવા દો તે વાત.

નીલાના બા–બાપુ–સાથે કમળામાસી અને મંજુ–ભગત નીલાના ઘરમાંથી સાથે જ બહાર નીકળ્યાં અને તેજ વખતે નીલા પણ સુકુમારની સાથે સાથે પેલી સ્પેશીયલો તરફ જતો હતો.

—બધા ભાડે ફરતી કામચલાઉ સ્પેશીયલોમાં બેસી તો ગયા–

અને મોટરવાળા ડ્રાઇવરોએ પૂમ્–પૂમ્ કરીને બધાને ચેતવણી પણ આપી દીધી કે અમે હવે નીલાને લઈને ભાગી જઇએ છીએ.

મોટરો ઉપડતી હતી તે વખતે પણ–

છેલ્લે છેલ્લે નીલાએ સુકુમાર ઉભો હતો તે ટોળાં તરફ જ... 'આવજો' કહીને હાથ બતલાવ્યો...સાચા હૃદયની ભાવના આ દર્શનમાં પણ જણાતી હતી.

'તે ટોળા તરફ જ ફક્ત તેણે આવું વર્તન કર્યું...એ જરૂર કંઇક અજાયબી જેવું તો લાગે છે...આજુબાજુ બીજા નવ–દશ–બાર નાના નાના અને મ્હોટાં મ્હોટાં ટોળાંઓ ઉભેલાં હતાં–પણ તે તરફ નીલાએ જરાએ લાગણી ન બતાવી.

લાગણી પ્રદર્શિત કયાંથી થઈ શકે ? હૃદયની ભાવના વગરની લાગણી ઝટ પકડાઇ જાય...પણ એવી ખોટી ભાવના પણ નીલાએ શા માટે ન બતાવી ?

—નીલા બીચારી વેદના અનુભવતી હતી માટે જ.

એક પછી એક મોટરો બહૂ જ ઝડપથી ઉપડી ગઇ. સુકુમાર તો જોઇ જ રહ્યો...નીલાના બા–બાપુ બધાં હવે તો ઘેર, પોતાના ઘર તરફ જતા હતા. ઘેર પણ આવ્યા. નીલાના બા બોલવા લાગ્યા: 'એક તો એ ચિંતા ગઇ–હવે આ ભાનુને કિશોરીલાલ નોકરી અપાવી દે તો પતે.'

—આ શબ્દોમાં તો એવું કાંઈ જણાતું હતું કે જાણે પૂત્રીના કોઈ પણ હિસાબે લગ્ન, ભલે પછી વેચીને પણ કરી નાખવા અને ત્યાર પછી પણ પોતાને કોઈ બીજો લાભ મળતો હોય તો તે ન જ છોડવો—ક્યાં છે આમાં લગ્ન પાછળની સાચી ભાવના?

—આજના સમાજમાં કાંઈ સંસ્કારો ફૂદકે ને ભૂસ્કે ખોટા બણગાં ફૂકવાથી નથી આવી જવાના.

મૂકોને એ વાતને. આ નીલાનું પ્રકરણ તો પૂરૂં કરવા દો.

'નાહક તેજ ના પાડી. હું તો જાનમાં જ રવાના કરી દેત... કિશોરીલાલ પણ કહેતાં હતાં કે, ભાનુને મોકલો. એનું હું ઠેકાણું પાડી દઈશ...પણ તને...' નીલાના બાપુ આગળ ન બોલી શકયા. એનુ પણ કારણ? અરે પણ નીલાના બાપુને યાદ આવ્યું કે પોતે નીલાની બાને પહેલી જ વખત આ વાત કહે છે એટલે પોતે એક સામટી બે ત્રણ ભૂલો એમના શબ્દોમાં કરી નાખી તે બદલ તેમના પસ્તાવા રૂપે તેઓ આગળ નહિ બોલ્યાં હોય.

ચાલો પત્યું હવે.

પણ સુકુમાર?

ધીમા પગલે સુકુમાર ઘરમાં આવ્યો હતો—ઘરમાં આમ—તેમ ખૂબ આંટા લગાવ્યા પણ તેને કાંઈ જ ગમ્યું નહિ. એટલે પોતે રોજ જ્યાં રાત્રે સૂતો હતો—આગલે દિવસે રાત્રે જ્યાં તેણે દિલરૂબા બજાવી હતી ત્યાં તે ગયો...પોતાને શાથી નથી ગમતું? સુકુમારના હૃદયમાં આવો એક પ્રશ્ન નહિ ખડો થયો હોય?—એના હૃદયમાં ગડમથલ ઉપડી હશે?

'નીલા ગઈ. મારી દિલરૂબા લઈને જ ચાલી ગઈ. હવે હું? નીલાના તે શહેરમાં જ ભણવા જઉં તો? ત્યાં પણ કોલેજ તો હશેજ—હશે જ...છે—છે—કેમ પેલા બધાં દોસ્તદારો પણ ત્યાં છે. ...જરૂર જઈશ—બીચારી નીલાનું ત્યાં કોણ?—પણ મારી દિલરૂબા —ે ને?...અરે પણ દિલરૂબામાં તો કદાચ તે તેની વેદના ઉતારવા

પ્રયત્ન કરશે...એટલે એ તો કદાચ વધારે દુઃખી થવાની...તો હું જઇશ–જઈશ–જરૂર. પણ બા ? બા મને બોલવાની જ...ગમે તેમ કરીશ. બીચારી નીલા શા માટે દુઃખી થાય ? નીલાનું કોણ ? કિશોરીલાલ ! નીલાની વેદના જ તે છે પછી એ શું કરી શકશે ? ...બીચારીને વધારે હેરાન કરશે...પણ મારે શું ?...એને–નીલાને સગો ભાઈ ભાનુ છે–એ કેમ એની વેદના જોઈ રહ્યો હશે ? નીલાએ તેને કાંઈ નહિ કહ્યું ? પણ નીલા મારી પાસે શા માટે આવી ? તો એ બીચારી શું કહે ! એનું કોણ ? મારી દિલરૂબા–અને હું એને આનંદી નહિ બનાવી શકીએ ? જરૂર–જરૂર...'

ભલેને સુકુમાર તરંગે ચઢે. મૂકો હવે એને !

પેલી સ્પેશીયલો ? સૌથી પહેલો મોટર ભાગી ગઇ હતી. તેમાં 'વર-વહુ' બેઠા હતા. કિશોરીલાલ અને નીલા પોતે—. નીલાને ભલે ન ગમતું હોય પણ તેને પરાણે કિશોરલાલની સાથે જ બેસવું પડયું હતું. વળી કિશોરીલાલ ? જાણે નીલાની સોડમાં –નજીકને નજીક આવતાં ના હોય તેમ–જરા મોટર આગળ વધે–એ પ્રમાણે કૂદી કૂદીને નીલા ઉપર પડવા જતાં–જાણે કે મોટરનો ધક્કો ના લાગતો હોય ! મૂંગી નીલા શું કરતી હશે ? આંસુ સારતી હશે ? કિશોરીલાલને શ્રાપ દેતી હશે ?

ના રે ના, એ તો વિચારમાં પડી હતી.

હું સાસરે જઇશ. ત્યાં શું કરવાની ? પૈસાદાર છે. મારે શું કામ કરવાનું ? એકલી દિલરૂબા બજાવીશ. સુકુમારને પછી તરતજ ભલેને એના ગામમાં બેઠો. ખબર પડી જ જવાની...એને શું ? એ તો સહેજ વ્હાલને લીધે નજીકનો પાડોશી એટલે એણે મને દિલરૂબા આપી ! કાંઈ નહિ, હું દિલરૂબા જ બજાવ્યા કરીશ. પણ કિશોરીલાલ ? નીલા ચમકી. હવે તેને ખબર પડી કે કિશોરીલાલ કૂદી કૂદીને જાણે પોતાના ઉપર જ ન આવતા હોય ! બીચારી નીલા...એની વેદના કેવી રીતે પ્રગટ કરે ? એનું કોણ ?

બરેલી મોટર વચ્ચે નીલા રડી પડી. એના ઘૂમટામાં જ. પણ એના આંસુ...કોણ લૂંછે?...એની જાતે લૂછવા માંડયા...બધાં જોઇ જ રહ્યા.

એક વયોવૃદ્ધ લાલ રંગની મ્હોટી પાઘડી પહેરીને અહીં બેઠા હતા, ત્યારે એમના મ્હોઢાના દાંત...અરે બોખા જ લાગ્યા...એમણે એમના દાંતની લગારે દરકાર જ નહિ રાખી હોય ?

'એમાં ગાંડી રડે છે ? હોય, લગ્ન કોને નથી આવતાં ? મા-બાપથી છૂટા પણ પડવું પડે...'

આમનામાં હૃદય સમજવાની જરાયે અક્કલ નથી. છતાં શા માટે પેલાં સુકોમળ હૃદય ઉપર અણસમજુ વાક્યો કાઢી વેદના વધારે લાવતાં હશે ?

અક્કલમંદુઓને ક્યાંથી તે બાબત સમજ પડે ?

—નીલા ચૂપ જ રહી હતી. કાંઇ ન બોલી ? બીજા એક...આ મોટરમાં તો ખાસ કરીને બધાં બૈરાઓ જ બેઠેલા હતા. પેલાં વયોવૃદ્ધ કિશોરીલાલના ખાસ નજીકના જણાયા.

તેઓ ડ્રાઈવર પાસે જ બેઠેલાં હતાં. એમની એટલી જ કિંમત ? પણ ના. ના. એમને આગળ બેસવામાં ખૂબ મઝા પડી હશે—ગમે તે હો. બૈરાંઓની આ ભરેલી મોટરમાંથી એક પછી એક—ના. ના. બધા સામટા જ બોલી ઉઠયા: 'ગાંડી રડ નહિ. અમે બધાં પણ પરણેલા છીએ—અમેય પણ મા—બાપને મૂકીને આવ્યાં છીએ—અમને ઠીક લાગ્યું હશે—એમાં શું ? સંસાર છે—દુ:ખ થાય તો સહન કરવાનું—બીજું શું ?'

—અંદર અંદર જાણે તેઓ બોલતાં હોય તેમ લાગ્યું—નીલાને મઝા ન આવી ? ના. નીલા તો 'સુકુમાર' ને યાદ પાછો યાદ કરતી હશે.

—નીલાને તે કાંઈ જીવન છે ? ઘડીમાં સુકુમાર યાદ કરે છે—ઘડીમાં દિલરૂબા સંભાળે છે—અને પછી આનંદમાં આવી જાય છે—વળી એના કલ્પનાવાદમાં ચઢે છે અને એનું આનંદી વાતાવરણ જાણે નાસી જતું હોય તેમ પાછું પોતાને ફરીને વેદનામાં પડવું પડે છે—

ખાડા—ટેકરાઓ કૂદતી કૂદતી આ મોટર એક તદ્દન નવાજ શહેરમાં આવી—એટલે કાંઇ હમણાં જ બંધાઈ અને જાહેરમાં નહોતું આવ્યું—આ તો કિશોરીલાલ શેઠનું મકાન—બંગલાવાળું શહેર આવ્યું.

* * *

[ ૯ ]

સોફાઓનો તો જાણે ઘરમાં જોટો જ નહોતો—મલમલ જેવી તો મખમલની ગાદી હતી. સફેદ ચૂના જેવાં તો ઘરમાં આરીસાઓ હતા...ઝુમ્મરોના ઝુમખાઓ તો જાણે હમણાં જ તૂટી પડવાના. —ઇલેક્ટ્રીક–વીજળીના દીવાઓ તો દહાડે–ખરે બપોરે પણ ભપકા-બંધ સળગતા હતા....શું–તેજ–તેજ–તેજ. !

ધીમા ડગલે કિશોરીલાલ એમના બંગલામાં નીલા સાથે ચાલતા ચાલતા સીધા મોટરમાંથી જ ઉતરીને આવતા હતા–ધીમું ના ચાલે તો કરે શું ? નીલા ધીમે ચાલતી હતી–અને તેમને નીલા સાથે જ ન છૂટકે ચાલવું પડતું હતું. એમનું ચાલત તો નીલાને ઢસડીને લઈ જાત...નહિ ?

કિશોરીલાલના બા–માતુશ્રી ક્યારના ઓવારણા લેવા મોટરમાંથી ઉઠીને દોડતાં બંગલામાં જઈ ઉભા હતા.

'વહુ–બેટા સૌભાગ્યવાન–અખંડ સૌભાગ્યવાન રહો.'—આવું કેવું ? નીલા એમની વહુ કે બેટી ? એમના પેલાં કિશોરીલાલને કેમ ન કહ્યું: કે 'વર–બેટા' !

જેવી જેની રીત–જેને જેમ કરવું હોય તેમ કરે. વ્યવસ્થિત સમાજની આ તો એક વ્યવસ્થિત રીત હશે.

સફેદ દૂધ જેવી મેલી ગાદી ઉપર બધા આવીને...કેમ? એ ગાદી સફેદ દૂધ જેવી તો હતી જ. પણ બધાના જમીન ખોતરીને ચાલ્યા આવેલાં પગલાં તેના ઉપર પડયા હતા—એટલે તે ઝટપટ—જલ્દી મેલીખમ થઇ ગઈ. કોઇ નવી જ વ્યક્તિ હવે કદાચ અહીં આવે તો સૌ કોઇને વિચાર કરવા બેસવું પડે, કારણ કે આવનાર વ્યક્તિ કદાચ એમ જ કહી દે: ' આ ગાદી ધાંચીને ત્યાં ધોવડાવીને નથી લાવ્યા ને?'

ધોબીને ત્યાં ધોવડાવેલ ચાદરવાળી ગાદીને જ ધાંચીને ઘેર ધોવડાવેલી કહેનાર નહિ પડયા હોય?

સિવાય હું એકલો જ.

મૂકો એ વાતને—આપણે પણ કિશોરીલાલના પાન-સોપારીમાં ભાગ પડાવીએ જરા આનંદ તો આવશે જ.

વીજળીના દીવાઓને ધોળે દહાડે ઝાંખા કરી મૂકે એવા ચોકખા ચાંદીના ત્રણ ચાર થાળ આવ્યા—આ તો નીલાનું ઘર નહોતું—કિશોરીલાલ શેઠનું ઘર હતું—એ કેમ ભૂલાય?

ઘેર ઘેર જુદા જુદા રંગ એમાં શું?

—નીલા?—પણ નીલા કયાં?

નીલા મકાનમાં—હવે તો આને બંગલો કહ્યા વગર છૂટકો જ નથી. નીલા બંગલામાં એક તદ્દન આધુનિક સાધનોની સંપૂર્ણતા લગીરે લગીર સાચવતાં ઓરડામાં બેઠી હતી. એની આજુબાજુ કેટલેક ભાગે પ્રૌઢાઓ—અને વૃદ્ધાઓ વધારે પ્રમાણમાં જણાતી હતી. ત્રણ ચાર નાની બાળાઓ એક ખૂણામાં 'ઘર-ઘર' રમવા મંડી ગઈ હતી. કેમ? આ તો લગ્ન પ્રસંગ એટલે મીઠાઇઓના ટોપલે-ટોપલા આવેલા હતા—એમાંથી કેટલાક મિઠાઇઓના નમૂના આ બાળાઓને ખાવા માટે મળેલા હતા—પણ તેઓ ખાવાનો વિચાર જ નહિ કરતા હોય? બીચારાં કેવી સમાનતા જાળવે છે—ઘર ઘર રમે છે! નીલા એકી નજરે તે બધા બાળકોને જોઇ રહી હતી. નીલાને પણ

એમની સાથે રમવાનું મન નહિ થયું હોયને? આનંદી વાતાવરણ જોઈને કોને ઇર્ષા– ના. ના. ઇર્ષા કેમ કહેવાય? એવા વાતાવરણમાં પણ દાખલ થવું નહિ ગમતું હોય?

ભાગ્યે જ એવાં કોઈ મૂર્ખ હોય. આ બંગલામાં નીલા લગભગ એના સાસુજી સિવાય માલિક ન ગણી શકાય? નોકરોનો અહીં ખાસ તોટો જ નહોતો. પાણીનું પવાલું તમે માગો તો તમારી પાસે ભરેલાં પાણીનો લોટો જ લાવી આપે–પાણી માગીએ ત્યારે દુધ તો કોઇ જગ્યાએ કોઇ આપતું નથી.

—એટલે હવે નીલાને અહીં કામ તો કરવાનું જ નહોતું. એથી નીલાને જાણે મનમાં સ્હેજ સંતોષ થયો હતો. ના. ના. ના. સંતોષ નહિ. એને હૃદયદુઃખ હતું એટલે કદાચ તે કદાચ તે કામ કરી જ ન શકે. બેસી રહેવાનું જ તેને મન થાય પણ નીલા તો પણ બાળાઓમાં જ રસ લેતી બની જશે એમ લાગતું હતું.

નીલાની આગળ એક મીઠાઇથી ભરપૂર ચકચકતા–કાચની બનાવેલી રકાબી આવીને પડી હતી. તેની નીલાને હજુ સુધી ખબર જ નહોતી. પાસે બેઠેલાં એકાદ સ્ત્રી–પાત્રે નીલાને તેની યાદ આપી –'આ ક્યારની તમારે માટે મિઠાઈ આવીને પડી છે!'

ભાગ્યે જ પાંચ મિનિટ પહેલાં તે આવી હશે–છતાં 'ક્યારની' એમ તે સ્ત્રીપાત્ર બોલી ગયું. એમના આવા શબ્દોમાં એમનું માનસ જણાઈ આવે છે.

તેઓ કોઇ સાધારણ કુટુંબની વ્યક્તિ જણાતાં હતાં–એટલે અગર ગમે તે હો, તેમની નજર પણ મિઠાઇ ખાવા માટે તલપાપડ બની ગઈ હતી. નીલાને તેઓએ આવું કહ્યું એટલે ચાલાક નીલા એ વાત સુદ્ધાં સમજી ગઈ હોય તેમ બોલીઃ 'તમે પણ ખાવને– આટલી બધી મિઠાઈ ઓછી જ હું ખાઈ શકવાની હતી–' પોતાની અશક્તિ નીલા નહોતી જ બતાવતી...પણ નીલા પેલી સ્ત્રીનું માનસ સમજીને આવું બોલી હશે?

ના રે ના. એનું ધ્યાન પેલાં બાળકોમાં હતું અને–અને એના સ્હેજ સરખાં દુઃખનું મિશ્રણ એટલે નીલા આવું બોલી હતી, અગર પછી એની ભાવનાએ–તેના સંસ્કારને લીધે તે આવું બોલી હોય.

ભાવનાશાળી વ્યક્તિ પોતે એમ જાણી શકતી નહિ હોય કે 'હું સામાનું હૃદય સમજી શકું છું ?'

સંભાવનામાં જ આખું જીવન જીણાય છે, ચાલો આપણે આગળ જઈએ એમાં શું ?

–આખો દિવસ ધમાલ ચાલી અને છેવટે આ દિવસ પૂરો થઈ ગયો.

*

બધી ધમાલ પત્યા પછી સાંજના એક દિવસ હજુ આઠ પણ નહોતાં વાગ્યા અને ધોતિયાની પાટલીને સરખી સીધી કરતાં કિશોરીલાલ બંગલામાં આંટા લગાવી રહ્યા હતા. એમની પૂજ્ય–માતુશ્રીએ ખાસ જુદા જ રાખેલા શયનગૃહમાં તૈયારીઓ આદરી દીધી હતી.

—મૂંગા મોઢે નીલા આ બધું જોઈ રહી હતી... થોડીવારે નીલાએ એક નિશ્વાસ નાખ્યો... એ જાણે જાણતી જ હોય કે આ બધાં પૂજ્ય માતુશ્રીના પ્રયત્નો નિષ્ફળ જ જવાના છે તેવી રીતે તેણે નિશ્વાસ મૂકયો હતો.

નીલા ઉભી થઇ. એની દિલરૂબાને એણે કયારનીએ ટ્રંકમાંથી કાઢી હતી... ઘરમાં આ ત્રણ સિવાય નજીકનાં બંગલામાં રહેતાં બાળકો–બાગના માળી પાસે ફુલો માંગતા હતા. કિશોરીલાલના બાગમાં માલી પાસે જ. નીલા જાણે કોઇની કિશોરીલાલની કે એમના પૂજ્ય માતુશ્રીની પરવા જ ના રાખતી હોય તેમ એની દિલરૂબા લઇને તે બાગમાં આવી. દિલરૂબા–અને સુકુમાર—પોતાની નિરાશા અને ડાઘોડમરો સમાજ, આટલામાં ગૂંચવાએલી નીલા હવે દિલરૂબા બજાવવાની હતી. આવા દુઃખમાં પડેલી પ્રેમાળ બાળા, એણે શા માટે કિશોરીલાલ અને તેમના માતુશ્રીની પરવા જ ન કરો

...અને સીધે સીધી બાગ તરફ આવવા લાગી. એના જીવનને પેલી શુષ્કતા નહોતી ગમતી. એના સાસુજી જે તૈયારી-ઓમાં પડયાં હતાં તેમાં...એટલે જાણે એ વ્યવહારૂ રીત ઉપર નીલા એકાળજીવાળી બની...અને તેથી તે સ્હેજ હસી...પછી તે એ–પરવાની માફક જ ચાલેને?

—બાગમાં નીલા આવી–એનું દર્દ હવે દિલરૂબામાં ઉતારવાની?

બાગમાં પેલા બાળકોને માળી પાસે ફૂલો માંગતા નીલાએ જોયાં એટલે તે જરા આનંદમાં આવી. નિર્દોષ વાતાવરણ તેને ગમતું હતું માટે જ. બાળકોને જોઈ નિરાશાની વેદના જરા દૂર જતી હોય તેમ નીલાના મુખ ઉપરના ફેરફારોથી લાગ્યું. નીલાએ પેટીમાંથી દિલરૂબા કાઢી...એના તારને એક જ આંગળી વડે હલાવ્યો. ...બહૂ જ ઝીણો અવાજ આવતો હતો...નીલાનું દિલ ચાહે તે પ્રમાણે તે આંગળીઓને દિલરૂબા પર ફેરવવા લાગી. દિલરૂબાના ઝીણા ઝીણા સૂરોએ વાતાવરણમાં દિવ્યતા ફેલાવી. પેલાં બાળકો તો દોડતાં દોડતાં આ દિલરૂબાના બજાવનાર દિલરૂબ પાસે આવ્યાં. ફુલો માંગવાનું તેઓ ભૂલી ગયા?–બાગનું આ સુંગધીમય વાતાવરણ વધુ સુગંધીમય બની ગયું–પવનની લહેરથી હાલતાં છોડવા—ફુલોના છોડવાઓ જાણે દિલરૂબાના સૂરથી ડોલતાં હોય તેમ લાગ્યું.

હજુ દિલરૂબ દિલરૂબાને બરાબર બજાવતાં પણ નહોતી શીખી એ પહેલાં?

'હૃદય–દર્દ' બતાવાવું એ તો બહૂજ સહેલું છે. પછી તે ગમે તેવું–આનંદનું કે દુ:ખનું.

કિશોરીલાલે પણ નીલાને બાગ તરફ જતાં જોએલી એટલે તેઓ બંગલા બહાર આવ્યા હતા. પણ નીલા જાણે નહિ તે પ્રમાણે તેઓ નીલાને જોતાં હતા. આવી રીતે જોવામાં તેમની બેશરમ—નફફટાઈ કેમ? જેને સાચી ભાવના હોય તે તો સનમૂખ જ હાજર રહે...આવું છૂપા છૂપા જોયાં ન કરે.

પેલા નીલાના શહેરવાળો સુકુમાર?

સાંજનો તો વખત જ હતોને? આજે સુકુમાર રોજ કરતાં વહેલો એની ત્રીજે માળની અગાસીમાં સુવા આવ્યો હતો.

નીલા જ્યારથી ગઈ હતી ત્યારથી જ નીલાના તરંગોમાં તેણે સંગીનતા સાચવી જ હતી...એ જાણતો જ હતો કે આજે તેને ઉંઘ જ નથી આવવાની–એની દિલરૂબા નીલા લઇ ગઈ હતી માટે પણ તેણે તો નીલાને આપી જ હતી એમાં વાંક કોનો?

હવે સુકુમાર તરંગે ચઢ્યો: 'નીલાને ત્યાં નહિ ગમતું હોય... અને તે? મને યાદ કરતી હશે? દિલરૂબા નહિ બજાવતી હોય? જરૂર...રોજ સાંજે જ તે દિલરૂબા બજાવવાની! પણ કિશોરીલાલ? –એ તો પૈસાદાર છે...એમને ત્યાં તો બાગબગીચા પણ હશે... તો તો તે બગીચામાં બેઠી બેઠીજ ગાવાની...જરૂર! મારી દિલરૂબાની એ દિલરુબ કેવું બજાવતી હશે?...એને દિલરૂબામાં વેદના ઉતારતાં આવડશે? આનંદના સૂર તે પ્રગટ જ કયાંથી કરે? ના–ના એ તો બહુ જ સુકુમોળ હૃદય ધરાવે છે.–એટલે એને બાળકોનું વાતાવરણ ખુબ જ ગમે...ગમેજ... તો એ જરૂર કંઈક તો આનંદમાં જ ગાતી હશે...બાગમાં જ...બાગના છોડવાં પણ દિલરૂબાના સૂરોથી ડોલતાં હશે...નીલા મને કોઇ દિવસ દિલરૂબાના સૂર નહિ સંભળાવે? –નીલા...અરે અહીં નીલા કયાંથી આવે–પણ પેલા કિશોરીલાલ શું કરતાં હશે...'

સુકુમાર ધ્રુજ્યો! કિશોરીલાલનું નામ–એમનું સ્વપ્નું–વિચારો –તરંગો જાણે ખોટાં જ છે—તુરતજ ગયાં.

'નીલાનું શું થશે? એ રડતી હશે? તો હું જઇશ. કાલે જ જરૂર. બીચારી નીલા એનું કોણ?...ના ના કિશોરીલાલ એટલા બધાં નફ્ફટ તો ન જ હોય. નફ્ફટ શા માટે? એમનામાં એવા ખરાબ સંસ્કાર પડયા એમાં વાંક કોનો? કિશોરીલાલને એમાં શું? એમની આસપાસનું વાતાવરણ સારૂં નહિ હોય, તેથી એમના ઉપર

ખરાબ સંસ્કાર પડ્યાં. એમને શા માટે ગુન્હેગાર...પણ નીલા...એને શું ? એ તો નિર્દોષ છે. હું જવાનો–જવાનો કાલેજ જરૂર.'

નીલા એક જ આંગળી વડે તેની દિલરૂબા બજાવતી હતી. પેલાં બાળકો તો ખુશખુશ થતાં હતાં. નીલા એમનાં–બાળકોનાં આનંદમાં જાણે ભળી ગઇ હોય તેમ રમતથી દિલરૂબા બજાવતી હતી. નાના બાળકની જ માફક...અને નીલા ? નીલા બોલી–નાના બાળકોને: 'દિલરૂબા...આનું નામ દિલરૂબા–લો બજાવવી છે ?'

પેલાં બાળકો તો ખુશ ખુશ થઇ ગયાં. નીલાએ જ્યાં દિલરૂબા પોતાના હાથમાં રાખીને તેમની સામે ધરી કે તરતજ એક બે તોફાની બાળકોએ એમની ત્રણ–ચાર–પાંચ–અરે બધીએ આંગળીઓ વડે–દિલરૂબાના તાર ઝણઝણાવી મૂકયા...પેલા કિશોરીલાલ તે વખતે છૂપા છૂપા પણ થોડું હસી પડયા હતા–નીલાની નિર્દોષતા ઉપર ? નીલા શું કિશોરીલાલનું હૃદય ફેરવશે ? ના રે ના– કિશોરીલાલ તો નીલાને હજુ અણસમજુ માનીને હસ્યા હતાં.

અને નીલા ? હજુ પેટીમાં જ ઉઘાડી પેટીમાં જ એક આંગળી વડે દિલરૂબા બજાવતી હતી–પેલાં બાળકોની સાથે સાથે જ.

દિલરૂબાનો ગજ હજુ સુધી નીલાએ જોયો જ નહિ હોય ? ગજ નામ તો સાંભળ્યું હશે ને ? દિલરૂબા સાથે સંગીતમાં સંગીનતા લાવવા માટેનો પેલો ગજ...પેટીમાં પડેલી દિલરૂબાની નીચે પડ્યો હતો...અને નીલા તો પેટીમાં જ દિલરૂબાને રાખી એની આંગળી વડે બજાવતી હતી–હજુ એને ખબર નહિ હોય ?

દિલરૂબાનું સંગીત કેમ ચમકાવવું તેની ?

'નીલા–વહુ' સાસુજીની બૂમ નીલાએ સાંભળી અને દિલરૂબા સાથેની તેની સંગીનતા તૂટી ગઈ.

નીલાએ સાસુના શબ્દો સાંભળ્યા પણ હવે ? નીલામાં નિરાશા ફરી ઉત્પન્ન થઈ. શુષ્ક વાતાવરણમાં તેને જવું નહોતું ગમતું માટે ? હવે નીલાનું શું થશે ?

પેલા બાળકોને નીલા કહેવા લાગી 'કાલે આવજો હોં.'

પછી નીલા પોતે દિલરૂબાની પેટી લઈ બંગલા તરફ જવા લાગી. પેલા બાળકો નીલા ધીમે પગલે જતી હતી તેને જોઇ રહ્યાં. હવે પેલાં બાળકોને યાદ આવ્યું ફૂલો લેવાનું...

નવીજ આવેલી આ નીલા સાથે તેઓને એકદમ સબંધ કેમ બંધાઈ ગયો?—નીલા જ્યારે દિલરૂબા લઇને અહીં આવી હતી તે વખતે તેણે બાળકો તરફ આશાભરી હૃદયની કંઈક આનંદ માટેની માગણી કરી હતી...અને તેથી તેના મુખ ઉપર કંઇક જુદાં જ પ્રકારની ભાવના પ્રગટ થઇ હતી...અને અધૂરામાં દિલરૂબાનું આકર્ષણ...સુકુમારવાળી દિલરૂબાનું!

નીલા બંગલામાં આવી.

આ વખતે કિશોરીલાલ બહાદૂરીથી એમના ડગલાં એમના શયનગૃહ તરફ દોડાવતાં હતાં. ઉતાવળથી જતાં જતાં એક વખત તો તેઓ પડતાં પડતાં સ્હેજમાં બચી ગયાં. છતાંયે છેવટે દોડતાં તેમના શયનગૃહમાંના એમનાં પલંગ ઉપરના બિછાના ઉપર આવીને તેઓ કૂદીને બેઠા. આ વખતે પેલા રાણીછાપના બુટ તેઓએ પહેર્યાં નહોતા.

નીલા હજુ આવી તો નહોતી જ છતાંયે આ કિશોરીલાલે દીવો સ્હેજ કર્યો...વિજળીનું એવું એક પ્રકારનું જાદુમંતરીયું બટણ તેમણે વસાવ્યું હતું ખરૂં!

'જાવ, નીલા હવે સૂઇ જવું નથી?' નીલાના સાસુજી બોલ્યાં. —પણ આ શબ્દો પાછળ તો તેઓ નીલાને સૂવા માટેનો આગ્રહ નહોતાં કરતાં પરંતુ—કિશોરીલાલ પાસે જવાનું કહેતાં હોય તેમ જણાયું.

—નીલા ફક્ત નીલા એકલી જ જાણે આ બધું સમજી શકતી હોય તેમ લાગતું હતું. એની દિલરૂબા સાથે જ તે કિશોરીલાલના ઓરડા તરફ જતી હતી. પણ આ વખતે એના પગલાં ભરવાની

રીત...જાણે કંઇક નિર્ણય કરીને નીલા ચાલતી હોય તેમ જતી હતી.

—કિશોરીલાલનાં ઓરડામાં નીલા આવી.

આ વખતે કોણ જાણે શાથી કિશોરીલાલે એમનું મ્હોઢું હલાવવું શરૂ કર્યું હતું. તેઓ શું ચાવતા હશે?—એમના બેસી ગએલા ચહેરાને નાહક તેઓ શા માટે વધારે તસ્દી આપતાં હશે?

'મારી પથારી કયાં છે?' નીલા બેધડક કિશોરીલાલને પૂછવા લાગી...આ વખતે નીલાની પેલી નિર્દોષતા કયાંક પલાયન થઈ ગઈ હતી—ના રે ના. એનાં નિર્દોષ હૃદયને આઘાત પહોંચે તેવું કોઇપણ પ્રકારનું વર્તન નીલા ચલાવવા ઇચ્છતી નહોતી.

તો શું નીલા અને નીલાનું હૃદય જુદું છે?

પેલા કિશોરીલાલ શેઠ તો આવા નીલાના પ્રશ્નો વડે જરા ડઘાઇ ગયાં. એમણે તે વખતે પોતે બેઠેલા પલંગ સામું જ જોયું. જાણે કે નીલાને એમ કહેતાં જ હોય કે 'અહીં તારે સૂવાનું છે.'

પણ નીલા કિશોરીલાલનાં આવાં વર્તનને ગણકારે તેવી નહોતી. તેણે—નીલાએ હવે તેની ચાલાકી શરૂ કરી. ચાલાકી? ના રે ના. શુષ્ક પ્રદેશથી એનું હૃદય દૂર જતું હતું. પણ નીલા આવુ બધું સમજી શકતી હશે?

'હમણાથી કેટલાક દિવસથી મારી તબિયત સારી નથી રહેતી તે તમે જાણો છો, મારી પથારી જુદી કરાવી આપો.' નીલા કેમ હૂકમશાળી બને છે? એની જાતે શા માટે તે કામ નથી કરતી? પણ ના, એ એની નિરાશામાં હતી. અને તે વખતે તે આવા શબ્દો બોલી. નિરાશાને લીધે પોતાના જીવનમાં એક નવાં જ પ્રકારની શુષ્કતા—આનંદ એને લાગતો હતો અને તેથી નીલાને કાંઇ કામ કરવું ગમતું જ નહોતું—ક્યાંથી ગમે? પોતાની નિરાશામાં જ્યારે માનવ સપડાયો હોય ત્યારે તેને બીજું શું સૂઝે?—નિરાશામાંજ મસ્ત રહેતી નીલા...પછી એને કયાંથી કાંઇ કામ કરવું ગમે? નીલા એની દિલરૂબાવાળી પેટીને બે હાથે સંભાળતાં બોલી હતી.

—કિશોરીલાલ કોણ જાણે શાથી નીલાનું માની ગયાં—'સારૂં' કહી તેઓએ જાતે જાણે ગોદડું લાવવા માટે ઉભા થવાં માંડ્યું.

નીલાના શબ્દોમાં બળવાન તત્ત્વ હતું...પણ નીલા? કિશોરીલાલને ઉઠવા દે તેવી નહોતી–તે બોલી...'તમારે ઉઠવાની જરૂર નથી. હું લઈ આવું છું...નોકરો ક્યાં ગયાં?'

વાહરે! નીલા બહાદૂરી બતાવતી હતી. નીલા બળવાન છે.

આજે અત્યારે નોકરો બંગલાની બાજુએ તેમના માટે ખાસ ઓરડી તૈયાર કરાવેલી હતી તેમાં રહેતાં હતાં...એટલે તેઓ ત્યાં ક્યારનાં 'પોઢવા' ચાલ્યાં ગયાં હતાં...ના રે ના ત્રણેક નોકરો– એમાંથી બે જણા સૂવા જતા રહ્યા હતા–પણ એક જણ હજુ ઘરકામ કરતો હતો–અને આજની પથારીઓ કાંઈ તેને કરવાનો હુકમ કિશોરીલાલે આપેલો, પણ–એમની માતુશ્રીએ કહ્યું હતું કે 'એ તો હું કરી લઈશ.'

નીલા જાતે ગોદડાં લઈ આવી. કિશોરીલાલથી આશરે સો ફૂટ દૂર એક ખૂણા બાજુ તે પાથર્યાં–અને નીલા એની દિલરૂબા લઈને ત્યાં સૂતી.

કેટલી બેપરવા!

કિશોરીલાલની દઢતા ડૂબી ગઈ. એમના દેહમાં જ. બીચારાં શું કરે? એમનું કોણ? કિશોરીલાલે એક નિશ્વાસ નાંખ્યો અને ઝાંખી વીજળીની બત્તીને ફરીને જાદુમંતર વડે વધુ ઝાંખી બનાવી.

રાત્રે પણ ફરી ઉઠીને કિશોરીલાલ હવે નીલા પાસે જઈ શકે તેમ નહોતું લાગતું. ફક્ત ત્રણ ચાર વાક્યોની અસરથી આટલાં બધાં કિશોરીલાલ અશક્ત બની ગયાં?

બીચારા કિશોરીલાલની આશાઓનો ભાંગીને ભૂક્કો જ થઈ ગયો હતો.

—હૃદયના બળપૂર્વક બોલાએલાં વાક્યો કદી પાછાં ફરતાં જ નથી–

નીલા સૂઈ ગઈ—દિલરૂબાને એની સોડમાં લઈને જ? ના રે ના એક તરફ સૂઈ જઈને એના બન્ને હાથ એણે દિલરૂબા ઉપર મૂક્યા.

સુકુમાર પણ એના મકાનની અગાશીમાં ઉંઘતો હતો. નીલા પણ અહીં ઉંઘતી હતી...ફક્ત કિશોરીલાલ એમના પલંગમાં આળોટયાં કરતાં હતાં.

પણ કોણ જાણે નીલા અહીં નજીકમાં સૂતી હતી છતાંયે નિશ્ચીંત લાગતી હતી.

નીલા અહીં સુખી થશે !

* * *

[ ૧૮ ]

કિશોરીલાલ શેઠ સવારમાં ઉઠયા ત્યારે એમ લાગતું હતું કે તેઓ આખી રાત ઉંઘ્યા જ નથી. પણ તેથી કાંઇ તેમનામાં નિરાશા ઉત્પન્ન થઇ હોય તેવું કાંઈ જણાતું નહોતું.

નીલા તો જાણે આ બંગલામાં કોઈ જુદી જ વ્યક્તિ હોય તેમ વર્તન ચલાવતી હતી. પણ કેટલીક વખત પછી બંગલામાં વ્યવસ્થા રાખવા જાણે પ્રયત્ન કરવા માંડતી હોય તેમ આઘીપાછી પડેલી વસ્તુઓ ઠેકાણે મૂકતી.

કિશોરીલાલ શેઠ હવે કાંઈ બોલતાં નથી. પોતે જાણે એમજ નક્કી કર્યું હોય એમ લાગતું હતું કે હવે નીલાની તબિયત ઠીક થવા દો.

નીલાને પોતાને સવારમાં ઉઠી ત્યારે એમ લાગ્યું કે પોતાના જીવનનો આજ સુધીનો જોસબંધ વેગ ધીમો પડયો છે. કિશોરીલાલ સમજી ગયાને...એટલે નીલાની સતત્ નિરાશા કંઇક ધીમી પડી. અલબત્ત, નીલાને સુકુમારની યાદ તો આવતી જ હતી. દિલરૂબાને હવે તેણે ઠેકાણે મૂકવાનો વિચાર કર્યો હતો. રાત્રે તો શા માટે તે દિલરૂબા લઇને જ સૂઈ ગઇ હશે?

એને એક પ્રકારનો કિશોરીલાલ માટે ભય હતો. ભલે કિશોરીલાલને એમાં ભય ન જણાય પણ નીલાને તો શુષ્કતા લાગતી જ હતી. કદાચ કિશોરીલાલ નીલાને હેરાન—નીલાને જેમાં રસ નથી તે તરફ જો ખેંચવા પ્રયત્ન કરે તો તેનો સુકુમાર, દિલરૂબા તેને બચાવેને?

નીલાના જીવનમાં કલ્પના જ ભરી છે.

કિશોરીલાલ તો સવારના ઉઠેલા ત્યારના ભૂલથી પણ ઓચિંતાને નીલા જોવાનું ન ભૂલતાં. એમણે દાતણ કાઢ્યું—જ્યારે દાતણ પકડી રાખવાનો ભાગ પણ મ્હોઢામાં આવવા લાગ્યો ત્યારે તેમને તેનું ભાન થએલું. નીલા જાણતી હતી કે કિશોરીલાલ વારે ઘડીએ પોતાના સામૂં જુએ છે—પણ એથી તે કાંઇ ડરતી નહોતી—એનો ડર તો અત્યારે ચાલ્યો ગયો હતો. પણ તેથી કાંઇ નીલા આનંદમાં આવી ગઈ છે એમ પણ માની શકાતું નહોતું, કારણ કે નિરાશા એને આ જીવનમાં લાગતી હતી.

વળી નીલાને લાગ્યું કે પોતાના શબ્દનું બળ અહીં ટકી શકે એમ છે—એટલે કિશોરીલાલ માટેની એની વેદના દૂર થઈ.

—એના આખા જીવનમાં જે નિરાશા ઉત્પન્ન થઈ છે તે શું દૂર ન થઇ શકે?

બંગલામાં તો જાણે નોકરો વડે જ કામકાજ થતાં એટલે નીલાને બેસી જ રહેવાનું હતું. અલબત્ત, જો કે એના સાસુજી બપોરના વખતે ઉંઘતી નીલાને...ચિંતનમાં પડેલી નીલાને પરાણે ઉઠાડતા અને સમાજમાં કેવી રીતે રહેવું તે વિષે ડાહી—ડમરી વાતો કહેતાં.

આ તો નવો જ બંગલો હતો, છતાયે અંહી જુની પૂરાણી ખૂણામાં જ બેસી રહેવાની વાતો થતી હતી...વાતોમાંની કેટલીક શિખામણો જરા જાણવા જેવી તો હતીજ.

'મારા દાદા તો એટલાં બધા શરમવાળા હતાં કે હું જ્યારે

નવ વર્ષની થઇ પણ નહોતી તે પહેલાં મને થોકડાબંધ શિખામણો આપતાં. આજે નીલા-વહુ તને તો કદાચ બહુજ મોટી મોટી શિખામણો મલતી હશે...હોય ? શું થાય ?'

'જેવો જમાનો ! મને યાદ છે કે સાડી નવ વર્ષની હું હતી ત્યારે મને પરણાવી દેવામાં આવી હતી !' સાસુજીએ નીલાને જે કાંઇ કહેલું અને રોજ કહેતાં એની હજુ પ્રસ્તાવના પણ પૂરી નથી થઈ. શિખામણો તો થાક્યા વગર ઢગલાબંધ નીલાના ખોળે ફેંકતા. પણ નીલા સાંભળવા ખાતર પણ સાંભળતી તો હતી.

—ભવિષ્યમાં કદાચ નીલા રૂઢિ-ભીષણતા ખુલ્લી કરવા માંડે ત્યારે આ સાસુજીના જમાનાની ભીષણતા ભૂલે નહિ !

નીલા જ્યારે આ 'પુરાણ' સાંભળવા બેસે ત્યારે એના સાસુજી ઉપર એવી તો છાપ પાડી દીધેલી...'સાંભળવાની કાળજી બતાવીને' કે કોઇ જાણીતું આવે ત્યારે નીલાના સાસુજી નીલાના વખાણ સુદ્ધાં કરવાનું ચૂકતા નહિ.

જ્યારે સાસુજી એમનું બોલવાનું પુરાણ બંધ કરીને વાંચવાનું પૂરાણ શરૂ કરવા જાય-એમના ધરમનું-ત્યારે નીલા એક નિશ્વાસ મૂકે....

—એની નિરાશા ઉપર કે સમસ્ત સમૂહની ?-અને એ નિશ્વાસ પછી નીલાને નિરાશામાં વખત પસાર કરવો પડે.-દિલરૂબા વગાડવા જો કે પ્રયત્નો તો આદરે જ...

અલબત્ત ! એની એની થોડીક નિરાશા તો દૂર થાય...પણ એને જ્યારે નિરાશા યાદ આવે ત્યારે તરતજ દિલરૂબા યાદ આવી જતી હતી.... !

સાંજના પાંચેક વાગે ત્યારે નીલા બંગલાના બાગમાં આવે ...આજુબાજુના બંગલાવાળાઓના પેલાં બાળકો સાથે નીલાએ દોસ્તી તો બાંધી દીધી હતી ને ?...એટલે પેલાં બાળકો તરતજ જેવાં નિશાળેથી આવે કે નીલા પાસે જ દોડયાં આવે...કેટલીક

વખત એ બાળકોને એમના ઘરમાંથી બોલતાં: 'તે દિવસે તો લગ્ન હતું, એટલે રમવા જવા દીધાં એટલે રોજ જવાનું?'

—પણ બધાં બાળકો આગળ કાંઇ સાંભળે જ નહિ અને દોડયાં આવે...!

નીલા એ બધાની સાથે ખૂબ આનંદ કરે...બાળકો દિલરૂબા માંગે ત્યારે તરત જ હસતી. નીલા દિલરૂબા પેટીમાંથી કાઢે. કેટલાંક બાળકો તો ગજથી જ દિલરૂબા–વગાડવાનાં શોખીન બની ગયાં હતાં. નીલાને આવુ વાતાવરણ ગમી ગયું...અને કેટલીક વખત તે આનંદ આશાનો શ્વાસ લેતી.

નીલાના સાસુએ કેટલીક વખત નીલાને કહેલું કે: 'નીલા બાળકો જોડે શું રમવું હતું? નાની છે? ધર્મના પુસ્તકો વાંચ...' નીલા તરતજ ગંભીર ભાવે જવાબ આપી દેતી:

'મને ગમે છે–તમારાં જેટલાં થઇશું એટલે તમારી માફક પુસ્તકો વાંચવાજ છે ને!'

આ વેધક 'કટાક્ષ' મહામુશીબતે સાસુજીના પેટમાં ઉતરી શકતો...કારણ? નીલાના વ્યક્તિત્વથી સાસુજી પણ કંઇક અંજાઇ ગયાં હતાં...'સારૂં–તમારો વખત છે–કરો આનંદ ત્યારે.' બધાંને મ્હોઢે નીલાને વખાણી દીધી–પણ નીલા માટે પોતાનો જ અભિપ્રાય બદલાઇ જાય તેવું તેઓ નહિ ઇચ્છતા હોય...અને વળી કેટલીક વખત તેઓ પુજાપાઠ કરી ઉઠતાં ત્યારે બોલતાં: 'બોત ગઇ થોડી રહી!' નીલાને આવા વખતે જાણે દયા આવી જતી હોય તેમ તે એના ચહેરા ઉપરની ભાવનાઓ બદલતી–બદલાઇ જતી.

સાંજના સાત–સાડા સાત સુધી નીલા બધાં બાળકો સાથે જ આનંદ કરતી–કિશોરીલાલ જ્યારે મોટરમાં બંગલામાં 'દોડતા' પેસતાં દેખાય ત્યારે તે દિલરૂબા લઈ ઉઠવાને બદલે ત્યાંજ બાળકો પાસે બેસી રહેતી. કિશોરીલાલ નીલા સામૂં જોઇ વ્યર્થ હસતાં. જ્યારે સાસુજીનું અગર નોકરનું બંગલામાં આવવાનું આમંત્રણ તેને મલે ત્યારે જ નીલા બંગલામાં જતી–જમવાને.

—કિશોરીલાલને ‘ખાસ’ પીરસવા માટે હજુ સુધી તો નીલા બેઠી જ નહોતી–કિશોરીલાલ અને નીલાનાં સાસુજી ‘એ હજુ શરમમાં છે.’ એમ માની લઇ ખાસ કાંઈ બોલતા નહોતાં.

એક વખત નીલા જમવા બેઠી હતી ત્યારે અચાનક એને કાંઈ યાદ આવતું હોય તેમ તેણે એના સાસુજીને પૂછયું: ‘એ–ધંધો શો કરે છે?’

કિશોરલાલના આધુનિક શણગારોથી સજાએલાં એક ટેબલ ઉપર...કેટલાક જુદા જુદા પ્રકારના ચોપાનીયાઓ ઉપરથી

નીલા જાણી તો ગઇ હતી કે કંઇક ‘રૂ બજાર’ ના ભાવ-તાલમાં પડેલાં છે. દરેક ચોપાનીયામાં જ્યાં શેરસટ્ટા બજારનું પાનું હોય ત્યાં લાલ–વાદળી અગર પીળી–કાળી પેન્સીલ વડે ચકરડાંઓ કિશોરીલાલે દોરેલાં હોય. વળી કેટલીક વાર નીલા કિશોરીલાલને કોઇની સાથ ટેલીફોન ઉપર વાતો કરતાં સાંભળે ત્યારે પણ જોઇ શકતી કે ‘ધંધો જોખમનો કરે છે.’ રેડીઓ ઉપર ખાસ રાતના અગિયાર–બાર વાગ્યાં સુધી પરદેશોના રૂ સમાચાર સાંભળવા કેટલીક વખત કિશોરીલાલ બેસતાં એટલે નીલા ચોક્કસ બની ગઇ હતી. નીલા એટલું તો સમજી શકી હતી કે એમના વહેપારમાં એમનું ચિત્ત કંઇક વધારે છે એટલે પોતાને તેઓ વધારે દુ:ખરૂપ નહિ જ નીવડે...પણ એથી કાંઇ નીલાની વેદના અટકતી નહોતી...કેટલીયે વાર નીલા ધ્યાનસ્થ લાગતી એના સુકુ-મારના સ્વપ્નામાં...‘સુકુમારે પોતાને દિલરૂબા કેવીરીતે કયાં અને શું કહીને આપી તે બધું તે યાદ કરતી.’

...અને છેવટે એકલી નીલાના હૃદયમાં કંઇક ભાવના મલતી... નીલાની આંખોમાં એ ભાવના પ્રગટ થતી...હૃદયની એ વખતની દિવ્ય ભાવનાઓ આંખોદ્વારા અશ્રુરૂપ પ્રગટતી.

નીલાએ જ્યારે તેની સાસુને પૂછ્યું કે તેઓ ‘ધંધો શો કરે છે?’ ત્યારે નીલાના સાસુજી જાણે નીલા–બાળકી હોય તેમ સમજા-

વતાં હતાં. 'કેશુનો ધંધો તો ભારે છે—લાખોની ઉથલ-પાથલ એ તો બજારમાં કરે છે. કેટલાંયે શ્રીમંતોની એણે તિજોરી ખાલી કરી નાખી !'

છેલ્લું વાક્ય જ્યારે તેઓ નીલાને સમજાવતાં હતાં ત્યારે જો કોઇ છૂપી પોલીસનો માણસ સાંભળી જાય તો શું થાય ? એક્કો-દુગ્ગો તો નહિ રમતા હોયને ? પ્રીચરીઆઓને જેલમાં લઇ જવાનો પોલીસને હક્ક છે. નીલા મૂંગા મ્હોઢે 'કિશોરીલાલ-પૂરાણ' સાસુજી પાસેથી એકજ પ્રશ્ન પૂછવાથી મેળવતી...ઉંધુ નીચું જોઇને જમતાં જમતાં સંભળાય તેટલું તે સાંભળતી...સાસુજી મનમાં સમજતાં કે નીલાની શરમ દિવસે દિવસે ઓછી થતી જાય છે.

* * *

[૧૧]

'હવે આપણે ભાનુને નીલા પાસે મોકલી આપીએ એજ સારૂં છે. અહીં એ ભણી શકતો તો છે જ નહિ—અને વળી નીલુને પણ ત્યાં નવે નવું એટલે ગમતું નહિ હોય.' નીલાના બા–બાપુના મકાનમાં નીલાની બા એકલાં નીલાના બાપુને જ કહેતાં હતાં. આ બન્ને એકલાં એકલાં વાતો કરે છે પછી શા માટે અમુક મર્યાદા રાખતા હશે? સીધે સીધુ કહેવાનું હતું કે: 'ભાનુને હવે 'કમાવા' નીલાના સાસરે જ મોકલી દઇએ—જમાઇરાજ નોકરી અપાવી દેશે.'

'હા, હવે એમ કર્યા વગર છૂટકો જ નથી. નાહક અહીં ભાનુ વધારે વખત તો રખડયા જ કરે છે—અને એને પણ ત્યાં ગમશે જ.' મોજ–મજાહ ભાનુને જોઇએ છે—એવું કાંઈ એના બા–બાપુ ભૂલી નહોતા ગયા.

'આજે ભાનુ આવે એટલે તમે કહેજો. એ ત્રણ દિવસમાં જાય તો સારૂં. તમે પણ કંઇક પેલું નવું મકાન કહેતાં હતાં—એમાં પૈસા તો જોઇશે જ ને...ભાનુ પણ કંઇક મદદરૂપ થઇ પડશે.' 'પાણી પહેલાં પાળ બાંધવી' હજુ ભાનુ બનેવીને ત્યાં ગયો પણ નહોતો, એ પહેલાં ત્યાં ગયો ત્યાંથી એણે પૈસા મોકલાવી દીધા અને અહીં

મકાન પણ લેવાઇ ગયું, પહેલેથી મર્યાદા બાંધવાથી કહો હવે ફાયદો નથી ?

*

'આ છોકરાંઓ પણ જુઓને શું ખર્ચા કરવા તૈયાર થઈ ગયાં છે! એ તો ઠીક છે–સુકુમારના બાપુને વળી પેન્શન મળતું થઈ ગયું એટલે ભણાવીએ છીએ–લો મને પૂછો તો હું તો ભણાવવાની સાફ ના જ પાડું...કુમાર તો કહે છે, હવે બીજી કૉલેજમાં જઉં છું. અહીંની કૉલેજમાં હવે કોઈ ભાઇબંધ નથી અને અહીં વળી બીજી કૉલેજ નથી એટલે પરદેશ–બીજે જવાની વાતો કરે છે.' સ્વભાવિક રીતે લાંબુ લાંબુ બોલવાની જ ટેવમાં પડેલા ધર્મ–પત્ની પેલા કમળામાસી નીલાના બાને મંદિરમાં દર્શનાર્થે જતાં જતાં રસ્તામાં કહેતાં હતાં. ખાસ કરીને એમની વાતોમાં તેઓ આધુનિક જમાના ઉપર 'અંદર–અંદર' ચિઢાઇ જઇને લાંબુ લાંબુ બોલી જતાં.

તેઓ શા માટે તેમના વિચારો કટાક્ષ રૂપે જાહેરમાં નહિ મૂકતા હોય ?

'મારે પણ હવે ભાનુને નિશાળમાંથી છૂટો કરી ક્યાંક નોકરી ઉપર ચઢાવી દેવો છે. એના બાપુએ અહીં ખૂબ તપાસ કરી પણ કોઈ પત્તો નહિ ખાવાથી જમાઈએ જવાબ આપ્યો કે: 'અહીં નોકરી સહેલાઇથી મલી શકશે'–એટલે ભાનુને ત્યાં મોકલીશું...શું થાય ? દહાડે દહાડે વખત બહુ જ ખરાબ આવે છે.' બુદ્ધિનો અવળો ઉપયોગ ન થતો હોય તો કેવું સારૂં ? નીલાની બાના બોલી ગયા પછી તરતજ કમળામાસી બોલ્યાં: 'હું તો સુકુમારને પરદેશ નથી જ જવા દેવાની. તબિયત તો બગડે તો બગડે પણ ક્યાંક ખરાબ સોબતે ચઢી જાય તો એનીએ જીંદગી બગાડે અને ન્યાત-જાતમાં પણ બાપ–દાદાની આબરૂ જાય !

પોતાનામાં આબરૂ ના હોય પછી બાપ–દાદાની જ આબરૂ જાય ને ?

આટલી વાતો તેઓએ કરી અને એટલામાં મંદિર આવ્યું. બે હાથે નમસ્કાર કરી...મોટે રાગે જરાક સ્તુતી કરી, અને ચોકખા શબ્દોમાં, ખૂલ્લાં વરદાનની માંગણી કરી, પછી બાહોશીથી એક પૈસો મંદિરના ચોકમાં ખાસ કરીને પૂજારીનું ધ્યાન ખેંચાય તેવી રીતે નાખી–ધર્મવાર્તા સાંભળવા બેઠાં.

—પણ પૂજારીનું ધ્યાન ખેંચવાની તેઓની શી જરૂર?

પૂજારીના બે હાથ એમના માથા ઉપર રહે એટલા માટે...!

એમના વર્તન અને એમના ઉપરની ભાવનામાં જણાતું હતું.

હજુ તો પુરૂષોની અવરજવર શરૂ પણ નહોતી થઈ એટલામાં નીલાના બાપુ અને મંજુ–ભગત આવી પહોંચ્યા.

*   *   *

[ ૧૨ ]

એક ચિત્તથી દિવાલમાં કાંઈ ચિતાર જોતો હોય તેમ એક ખૂરશી ઉપર સુકુમાર એના મકાનના ત્રીજે માળ બેઠો હતો. જાણીતા કોઈ પ્રખ્યાત લેખકની એના હાથમાં ચોપડી હતી... પણ ચોપડીમાં એવું કોઈ તત્વ આવી ગયું હશે કે જ્યારે સુકુમારને ખૂબ જ ચિંતનમાં ઉતરવાની જરૂર હશે–પણ ના રે ના. સુકુમાર તો ધીમેથી બોલ્યો : 'નીલુની ત્યાં શી દશા હશે ? હજુ સુધી તો એનો પત્ર નથી આવ્યો. પોતાનું દુઃખ બીજાને કહેવું એને નહિ ગમતું હોય ? નીલુ શા માટે એવુ કરે ? પણ કદાચ નીલુ કાંઈ કહે...પણુ તેથી હું શું કરી શકીશ ? ના. ના નીલુને હું દુઃખી તો નહિ જ થવા દઉં...ત્યાંની કોલેજમાં જ હું ભણવા ચાલ્યો જઉં તો ...હા...એ બરાબર છે–પણ બા મ્હોટી–આંખો કરશે...ભલેને. મારા હૃદયમાં પાપ છે ? હું પવિત્ર નથી ? હું શું કરૂં મને કાંઈ સમજ નથી પડતી! ના, બાપુ જવા દેશે...જમવા બેસીશ ત્યારે કહીશ.'

કુમારના હાથમાં પેલી ચોપડી હતી તેમાં આંસુના બે બુંદ પડયા ! સ્હેજ દૂરથી એ તો ખૂબ જ સોનેરી દિવ્ય લાગતાં હતાં. સુકુમાર હવે દૃષ્ટિ બદલી ત્યાં જોતો હતો...થોડીવાર સુધી એ સોનેરી બિંદુઓ સામૂં જોયું...પછી સુકુમાર સ્હેજ હસ્યો !

જમવાનો વખત થયો ત્યારે જ સુકુમાર નીચે આવ્યો. ભૂલમાં ને ભૂલમાં એના હાથમાં પેલી ચોપડી હતી તે લઈને જ.

એની વિચારમાળા શું હજુએ નહિ અટકી હોય!

'તમે જાણ્યું કે...ભાનુને પણ હવે નીલાને ત્યાં જ ધકેલવાનાં છે. એમને પણ ઠીક જમાઈરાજ મલી ગયા છે!' પારકી પંચાતમાંથી ભગત જણાતા કમળામાસી કદાપી અટકતાં જ નહોતા...બીજાઓની વાતો કરવામાં રસ ઝરતું મધ હોવું જોઈએ એવી મધુર વાતો કરવી અને સાંભળવી કોને ન ગમે!

'સારૂ! મને કંઈક વાંચવા દે હવે...આજે તો મહા–અધ્યાય પૂરો કરવો છે.' મહાભારતનો કે રામાયણનો તેની ખબર નથી પણ ભક્તિમાંની તેમની રસિકતા બરાબર એમના જીવનમાં ઉતરી ગઈ છે. પારકી પંચાતમાં મંજુ–ભગતને પડવું બહુ ગમતું નહિ હોય એમ તેમના બોલવા ઉપરથી લાગ્યું.

એમનું વધારાનું ભગત સંબોધન ખોટું નથી જ.

સુકુમારને બાની આ વાતમાં રસ પડયો એટલે તેણે પૂછ્યું: 'તને કોણે કહ્યું?'

'મંદિરે જતાં હતાં ત્યારે નીલુની બાએ જ કહ્યુંને!' પોતે ખોટું નથી બોલતાં એના માટે પોતે ભારપૂર્વક બોલતાં હતાં.

'કયારે જનાર છે? ખબર છે?' કંઈક સાવચેતી જાળવી અને ધીમેથી સુકુમારે પૂછ્યું.

'એક બે દિવસમાં.' ઝટપટ કમળામાસી જવાબો આપતાં હતાં.

'એ બાજુ પણ કોલેજ તો હશે–હું ત્યાં જ જઉં!' બ્હીતાં બ્હીતાં પણ સુકુમાર બોલી ગયો. મહા–આખ્યાન વાંચતા વાંચતા મંજુ–ભગતે આ વખતે સ્હેજ ઉંચું જોએલું. કમળામાસી એમની તલ્લીનતામાં સુકુમારને જમાડતાં હતાં–એટલે તેઓ બોલ્યાં:

'તારા બાપુ કહે એમ કર. હું તો તારાથી કંટાળી–' જગત અને જીવનથી કંટાળી બીચારા કમળામાસી જગત અને જીવનથી શું દૂર તો નહિ જતાં રહેને!

'હું પણ હવે બે ત્રણ દિવસમાં જઇશ...અંહીની કોલેજમાં બિલ્કુલ ફાવતું નથી. હજુ તો ત્રણ વર્ષ ભણવાનું...અત્યારથી જ બીજે જઉં તો સારૂંને?...બહુ ખર્ચો નહિ આવવા દઉં—ત્યાં એકાદ બે મેટ્રીકના ટ્યુશનો હશે તો મેળવી લઇશ. ગમે' તેમ કરીને પણ ખર્ચાએ નભાવીશ...છૂટકો નથી ગયા વગર...' મોકો મળી ગયો અને સુકુમારે લાંબુ લાંબુ કહી નાખ્યું.

'મને ખાત્રી જ છે. તું તબિયત પણ બગાડીશ. જો જેને!' અનુમાન કરવાની પદ્ધતિ કમળામાસીએ અમલમાં મૂકી.

'હજુ ગયો નથી છતાં અત્યારથી આવા ખોટા અનુમાન કરી નાહક એનો ઉત્સાહ શા માટે ભાંગી કાઢે છે?—કંઇક બહારગામ ફરશે તો હોશિયાર થશે... એની જવાબદારીનું ભાન હવે એને નહિ હોય?' સુકુમારને લાગ્યું કે બાપુ એક એક શબ્દ સાચો અને હૃદયથી બોલતાં હતા.

—આવાં ભાંજગડીઆ અને ધમાલીયાં જીવનમાં એમની ભક્તિની રસિકતામાં આંચ આવતી હોય એટલે કદાચ છેલ્લું વાક્ય જરા ભાર દઇને બોલ્યા હશે!

સુકુમારને લાગ્યું કે આપણને હવે જવાની રજા મળી ગઇ.

એ રાત્રે સુકુમારને બિલકુલ નિદ્રા ન આવી. 'હું ત્યાં જઇશ... નીલુને ખૂબ આશ્વાસન આપીશ...નીલુને દિલરૂબા બજાવવાનું કહીશ અને એનું દુ:ખ દૂર કરીશ'

આવાને આવા તરંગોમાં સુકુમારે આખી રાત પસાર કરી.

બીજે દિવસે સુકુમાર ઉઠયો ત્યારથી કમળામાસી એને શિખામણો આપવા મંડી ગયા...એમણે જાણ્યું તો હતું જ કે સુકુમાર ગયા વગર નથી રહેવાનો એટલે પછી ધમકાવા કરતાં હવે શિખામણો આપવામાં જ તેમને ઠીક લાગ્યું હશે.

'હોટલોમાં બહુ ફરતો નહિ. નીલાને ત્યાં વારંવાર જવું આવવું નહિ, નાહક ઘરના વહેમાય...ભણવામાં ધ્યાન આપજે' વિગેરે વિગેરે.

*　　*　　*

[૧૩]

કિશોરીલાલ એમના શહેરના સ્ટેશન ઉપર આંટા લગાવતાં હતાં. ગાડી આવવાની હજુ વાર હતી. તેઓ ભાનુ આવનાર હતો એટલે સ્ટેશને ખાસ હાજર હતાં...અલબત્ત જરાં વહેલાં આવી ગયાં હતાં. ગાડી જે દિશામાંથી આવવાની હતી તે દિશા તરફ તેઓ જોતાં હતાં. આશરે અડધો–એક કલાક ખોટી થયાં હશે એટલામાં ગાડી આવી. કંઇક ધીમા હર્ષથી કિશોરીલાલે તેને આવકારી.

સ્ટેશન ઉપર આવીને જ્યારે ગાડી ઉભી રહી ત્યારે તેમણે એક પછી એક ડબ્બાઓ તરફ નજર ફેરવવા માંડી. ઓચિંતાને એમને ભાનુ જડયો. પછી તેઓ કંઇક સ્વસ્થ બન્યા. ભાનુની નજરે હજુ સુધી કિશોરીલાલને શોધ્યાં નહોતા.

ધીમા પગલે કિશોરીલાલ જે ડબ્બામાંથી ભાનુ ઉતર્યો હતો તે ડબ્બા તરફ આવવા લાગ્યા.

'તમે આવી ગયા કે?' ભાનુની નજીક આવતાં તેમણે ભાનુને જોયો છતાં પૂછ્યું.

'હા. મારી સાથે મારાં એક પાડોશી બાઈ...આ ઉતર્યાં... એમને અહીંની કોલેજમાં ભણવાનું છે. તેઓ એકાદ દિવસ આપને ત્યાં રહેશે પછી એમની વ્યવસ્થા કરી લેશે.' ભાનુએ કિશોરીલાલને જોયા કે તરતજ કહેવા માંડયું.

'એમાં શું! પણ તમારાં બાપુનો પત્ર આવેલો તેમાં ખાસ કાંઈ એવુ જણાવેલું નહોતું...' કિશોરીલાલે સુકુમાર તરફ જોતાં જોતાં ભાનુને પૂછ્યું.

સુકુમાર આ વખતે ડબ્બામાંથી પોતાનો બિસ્તરો બહાર કાઢતો હતો.

'ના, ઓચિંતાને એમને આવવાનું થયું.' ભાનુએ ટૂંકામાં કહ્યું.

આ વખતે એકદમ સુકુમારે માથું ફેરવ્યું. તેના વાળ જરા ઉછરેલાં. જાણે કોઇ વિચારમાળામાંથી ઝબકીને જાગતો હોય તેમ તેણે ભાનુ અને કિશોરીલાલ સામૂં જોયું. પછી તે બોલ્યો: 'કેમ આપનું નામ જ કિશોરીલાલ, નહિ?'

કિશોરીલાલને સુકુમાર ઓળખતો હતો છતાં આ પ્રમાણે બોલ્યો.

'અહીં ધર્મશાળા ક્યાં છે?' સુકુમારે પૂછ્યું. ભાનુનું આગલું વાક્ય તેણે સાંભળ્યું હતું એટલે પૂછ્યું હશે?

'ધર્મશાળાની શી જરૂર છે? આપણો બંગલો છેને—તમારે જ્યાં સુધી રહેવું હોય ત્યાં સુધી રહી શકો છો.' વિવેક અને વટથી કિશોરીલાલ બોલ્યાં.

'ના ના. હવે.' સુકુમાર અચકાતાં અચકાતાં ધીમેથી બોલ્યો. આ વખત પછી તરત ભાનુ બોલ્યો: 'એમાં શું—ચલોને—તમને પણ ફાવશે. ચલો. ત્યાં જ ચલો આપણે ગાડી ભાડે કરીશું?' ભાનુ પાછળનું વાક્ય કિશોરીલાલ સામૂં જોતાં જોતાં બોલેલો.

'હું આપણી ટેક્ષી લઇને જ આવ્યો છું.' ખિસ્સામાંના રૂમાલને હાથમાં જ રાખી મૂકતાં કિશોરીલાલ બોલ્યાં.

'ઠીક.' ભાનુ બોલ્યો.

સ્ટેશન યાર્ડના મજુર પાસે બધો સામાન ઉપડાવી બધાં બહાર આવ્યાં. કિશોરીલાલનો ડ્રાઇવર આ વખતે કિશોરીલાલ અને એમના મહેમાનોની રાહ જ જોતો હોય તેમ લાગ્યું.

બધો સામાન મોટરમાં મૂકાઈ ગયો. પછી બધાં અંદર પણ બેસી ગયાં! ભાનુ તો છૂટથી કિશોરીલાલ સાથે વાતો કરતો હતો.

સુકુમાર કંઇક શાંત બની વિચારમાળામાં પડ્યો હતો. કિશોરીલાલે સુકુમાર સામું બે ત્રણ વખત જોયું હતું. એમની જોવાની દૃષ્ટિમાં એમ જણાતું હતું કે પોતાના જોડે સુકુમાર બોલે તો ઠીક.

આગળ પડતા યુવાનો સાથે કેટલાક પ્રૌઢોને બોલવાનું ખૂબ મન થાય છે.

*

'તમે આવી ગયાં કે? ચાલો, નીલાને પણ ગમશે. આ ભાઈ કોણ છે?' નીલાના સાસુ ટેક્ષીમાંથી ઉતરતાં ભાનુને પૂછતાં હતાં. ...ભાનુ પછી તરતજ સુકુમારને ઉતરતો દેખી તેઓએ માન જાળવવા પૂછ્યું...સૌથી છેલ્લા, સ્ટેશન ઉપર તેડવા ગએલાં કિશોરીલાલ ઉતર્યાં હતાં ખરા.

'અમારી પાડોશમાં રહે છે. અહીંની કોલેજમાં ભણવા આવ્યા છે. એકાદ દિવસ અહીં રહી પછી ક્યાંક બંદોબસ્ત કરી નાખશે.' ભાનુ–સુકુમાર અને કિશોરીલાલ સાથે ચાલતા આગળ જતાં જતાં બોલ્યો હતો.

સાસુજીનું ધ્યાન જરા સુકુમાર તરફ ખેંચાયું...સુકુમારની નજર અને સાસુજીની નજર ભેગી થઇ. એટલે કંઇક બોલવું જોઇએ તે દૃષ્ટિએ સાસુજી બોલ્યાં: 'તમને ત્યાં મેં જોએલાં...'

'એમ કે...મને બહૂ ઓછો ભાસ છે.' સુકુમાર બોલ્યો.

બધા બંગલામાં આવ્યાં.

સુકુમારે એનો કોટ કાઢયો. ભાનુએ એનો કોટ કાઢયો. એ જોઇને જરા બહાદુરી બતાવતાં કિશોરીલાલે પોતાનો કોટ કાઢયો...ચરરરરર કરતો કંઇક અવાજ થએલો પણ પછી કદાચ મશ્કરી થઇ જાય એ દૃષ્ટિએ કંઈ બોલ્યાં નહોતાં...કાંઇ જ નુકશાન ન થયું હોય તેમ સહર્ષ પછી સુકુમાર સાથે નીચે બેઠાં...આ વખતે સુકુમારે ધીમો નિશ્વાસ નાખ્યો હતો.

'નીલા...?' નીલા આ વખતે ત્રીજે માળ બેઠી હતી. દિલરૂબા લઇને જ. ખાલી ખાલી દિલરૂબા સાથે રમત કરવાનું એને ક્યાંથી

મન થયું હશે ? સાસુજીની નીચેથી બુમ પડી એટલે નીલા ઉભી થઇ. એને ખબર હતી જ કે આજે ભાનુ આવવાનો છે. ત્રણેક દિવસ પહેલાં નીલાના બાપુનો કાગળ નીલા ઉપર—જમાઇરાજ ઉપર આવેલો, તેમાં લખ્યું હતું. નીલાએ તરતજ દિલરૂબાને એક ચળકતા કાચના કબાટમાં મૂકી...નીલા નીચે આવી. પણ દાદરેથી નીચે ઉતરતી વખતે અધવચમાં નીલાએ સુકુમારને બેઠેલ જોયો...સુકુમારને ખબર પડેલી કે નીલા આવે છે, છતાં તે તો નીચે—જમીન સામૂં જ જોતો હતો. ભાનુએ સ્હેજ ઉંચુ જોએલું...જરાક સરખી નીલા દાદરા ઉપર અટકી ગઇ હતી. પણ કોઇનું ખાસ ધ્યાન ખેંચાયું નહોતું. તરતજ એક હૃદય—શ્વાસ લઇ નીલા નીચે આવી.

'નીલા, આ તારા પાડોશી આવ્યાં છે—પાણી તો—'નોકરોને નહિ કહેતાં નીલાને બતાવતાં, નીલાનાંસાસુ બોલ્યાં.

નીલા કાંઇજ બોલ્યા વગર ગંભીર વદને પાણી લેવા ચાલી ગઈ.

'બાજુમાં જ જો મકાન જોઈતું હશે તો મળી શકશે.' કિશોરીલાલને ચૂપકાઈ રાખવી પસંદ નહોતી.

'ના. મારો વિચાર તો કોલેજના હોસ્ટેલમાં જ રહેવાનો છે. પણ જો ઓછો ખર્ચો લાગે એમ હોય તો મારો વિચાર એકાદ નાનો રૂમ મેળવી લેવાનો છે. આખું મકાન રાખવાનો વિચાર નથી, સુકુમાર કંઇક વ્યંગમાં સત્ય બોલ્યો.

'મકાન એટલે મારા દોસ્તદારનો બંગલો છે. એનો એક વિભાગ કોઇ સંસ્કારી વ્યક્તિને ભાડે આપવાનો છે.' કિશોરીલાલ સુકુમારને મકાનનું રહસ્ય સમજાવતાં બોલ્યાં.

'ક્યાં સુધી પતે એમ છે ?' નીચું જોઇને જ સુકુમાર પૂછતો હતો. ભાનુ આ વખતે બંગલાની વ્યવસ્થાનું બહૂ જ બારીકાઈથી અવલોકન કરતો હતો.

'હવે એ તો પતાવી દઇશું. સાંજના આપણે મળીશું.' કિશોરીલાલ વિજય મેળવી ચૂકયાં.

એટલામાં નીલા પાણી લઇને આવી, ફક્ત બેજ ગ્લાસ લાવી હતી. કાંઇજ બોલ્યા વગર પહેલો પ્યાલો–પિત્તળનો હતો–સુકુમાર તરફ ધર્યો. નીચું જોતાં સુકુમારે નીલાના પગ જોયેલા–તેણે પછી પાણી લેવા જ જરા ઉંચી નજર નાખેલી. નીલાનું એણે ગંભીર મુખ જોયેલું.

કોઇને પણ ખબર ન પડે તેમ પરાણે આવતી ગંભીરતાનો એક જોરપૂર્વક શ્વાસ લેતાં સુકુમારે પ્યાલો લીધો. બીજો જરમનનો પ્યાલો હતો. ભાનુને આપ્યો. કિશોરીલાલ આ વખતે સ્હેજ મ્હોઢું હલાવતા હતા. એકાએક સુકુમારની ગંભીરતા ઉડી ગઈ... એના હાથમાં જે પ્યાલો હતો તે તેણે કિશોરીલાલ તરફ ધર્યો: ‘લો તમે પીઓને!’

પણ નીલા તરત જ બોલી : ‘હું બીજું પાણી લાવું છું.’ આગળ કાંઈ બોલ્યાં વગર નીલા ચાલી ગઈ...પાણી લેવાં. કિશોરીલાલ પણ સુકુમાર પ્રત્યે મમતા બતાવી બોલ્યા. ‘લાવે છે–તમે પીઓને.’

નીલા ફરીને પાણી લઇને આવી ત્યારે નીલાના સાસુજી બોલ્યાં...‘નીલા, ભાનુને અને આમને...તમારું નામ તો કહો.’ અજાણ્યાઓમાં જલ્દીથી ભળી જવાની ટેવ બહુજ સાચી ગણાય છે.

‘મારૂં નામ? નીલા જાણે છે ને...’ હવે સુકુમારે છૂટ લેવા માંડી...આ વખતે કિશોરીલાલ પણ હસ્યા હતાં. નીલા–ભાનુ–સાસુજી બધાં થોડું થોડું હસ્યા હતાં.

‘ક્યારની ચૂપ જ થઇ ગઇ છે.’ ભાનુ બોલ્યો. !

‘શું નામ છે–નીલા?’ સાસુજીએ નીલાને પૂછ્યું.

‘સુકુમાર.’ નીલા બોલે એ પહેલાં સુકુમાર બોલ્યો. નીલા બોલવાની હતી પણ સુકુમાર તરફ આનંદ દૃષ્ટિ કરી.

‘ચાલ, ત્યારે નીલા–બધાંને આપણો બંગલો તો પૂરો બતાવીએ?.’ પોતાની શોભા બીજાને બતાવવાનું કોને મન નહિ થતું હોય?

બધાં ઉભાં થયાં.

* * *

## [૧૪]

'મકાન તો સારૂં જ છે, ચાલોને મને પણ અહીંયા જુના અને નવા મિત્રો સાથે ફાવી જશે.' ભાનુ, કિશોરીલાલ અને સુકુમાર સાંજના જોડેના બંગલાના માલિક સાથે જે રૂમ ભાડે આપવાનો હતો તે જોતાં...ભાનુ બોલ્યો.

'ભલા, કદાચ મને એકલાને જ અહીં આટલામાં મહા—મુશી-બતે ફાવશેને.' પસંદગીમાં હોય, કે ન હોય પણ સુકુમાર અહીં જ રહેવાનો હતો. તે બોલ્યો.

'પણ—એમાં શું—આપણો બંગલો ક્યાં નથી? રોજ નહિ તો યે તમારે આવતા રહેવાનું છે. શું કરૂં મારે ત્યાં એવી પુરતી સગવડ થઇ શકે એમ નથી, નહિતર મારા જ બંગલામાં તમને સગવડ કરી આપત.' કિશોરીલાલને આ વખતે લાગેલું કે કંઇક તો બોલીએ—એટલે તેઓ બોલ્યાં.

'ચાલો, આભાર થયો. હમણાં તો અહીં છીએ...' સુકુમાર હસતાં હસતાં બોલ્યો.

'તમારે જ્યાં સુધી રહેવું હોય ત્યાં સુધી રહી શકો છો.' બંગલા-માલીક જોડે હતા જ તેઓ વિવેકથી બોલ્યા.

'રૂમ તો તમને પણ સાંકડો પડે એમ છે. પછી હું આવીશ તો તમને અગવડ તો નહિ પડેને—?' ભાનુ બોલ્યો.

'રૂમ? આ—એક બારી, બે જાળીયાં, બે બારણાં એક કબાટ ચાર દિવાલ...કોણ કહેશે નાની છે? તમારે તો ખાસ રોજ આવવાનું. મારા જેવાં અજાણ્યાંને ગમે તો ખરૂં!' સુકુમાર આનંદથી બોલ્યો. બધાં થોડું થોડું હસેલાં.

'તમારા બધા મિત્રો આવશેને? પછી મારા જેવા સાથે તમે વાત નહિ જ કરો.' પોતાની જાતને કંઈક હલકી પાડતાં ભાનુ બોલ્યો.

'તમે મારાં મિત્ર નહિ? મિત્રો આવી શકે......પછી શું?' સુકુમાર બોલ્યો—આ વખતે ભાનુને આગળ બોલતાં ન આવડયું. રમુજ ઉત્પન્ન કરવા માટે રમુજીમાં બરાબર સ્વસ્થતા તો હોવી જોઈએને!

'મને ટયુશન મળી શકશે? બે ત્રણ ટયુશન રાખવાનો મારો વિચાર છે.' કંઈક વાત ઉપર ચઢતાં સુકુમાર બોલ્યો.

'ટયુશન તમે કરો છો? ચાલો ત્યારે તમારે ભાડું બચી જશે. મારાં મોહનને ભણાવજો.' બંગલા—માલિકે કિશોરીલાલની ઓળખાણ સાચવી કિશોરીલાલને સારૂં લાગે એટલા માટે કંઈક કહ્યું. આ વખતે તેમની નજર કિશોરીલાલ સામે હતી. પણ કિશોરીલાલ કંઈક ઉંડા વિચારમાં પડયાં હતાં.

'બહુ જ સરસ ચાલો. આ બધુ તમને આભારી છે.'

કિશોરીલાલ સામૂં જોઈ સુકુમાર બોલ્યો. કિશોરીલાલ તરતજ એમના વિચાર માર્ગ ઉપરથી ભૂલા પડી અને ભાનમાં આવ્યાં.

'કાંઇ નહિ. એક બીજાને મદદ કરવી જ જોઇએ.' કિશોરીલાલનું આ એક સૂત્ર તેમની બધી બાજુઓમાં રમ્ય કરતું.

—એટલે કિશોરીલાલને સારી વ્યક્તિઓમાં જ ગણુવા જોઇએ એમ હું માનું છું.

કિશોરીલાલનું આ સુત્ર આ વખતે કિશોરીલાલને મૂર્ખ ન બનાવી શકયું–કારણુ કે કિશોરીલાલ ટયુશનની વાત અહીં હતા છતાં સાંભળી નહોતી.

'મોહન કયા ધોરણુમાં છે?' સુકુમારે પૂછ્યું.

આ વખતે બધાં આ રૂમમાંથી બહાર આવતાં હતાં.

'ચોથી અંગ્રેજીમાં છે, એને ગણીત, અંગ્રેજી અને સાયન્સ નથી ફાવતાં.' બંગલા માલિક બોલ્યા.

'ઓહ! ચાલો એ બધાં તો મારાં પ્રિય વિષયો છે. મને પણ ગમશે.' સુકુમાર હસતા હસતા બોલ્યો.

'મોહન કયાં છે?' કિશોરીલાલ જાણે બોલવા ખાતર બોલવા મથતા હોય તેમ બોલ્યાં.

'એ...બધાં દોસ્તદારો સાથે સિનેમા કે નાટક જોવા ગયો છે. બહૂ ખરાબ ટેવોએ ચઢયો છે. કેટકેટલું કહ્યું છતાં નથી માનતો. હોટલ પણ છોડતો નથી. હશે એની મેળે દુ:ખી થશે ત્યારે ભાનમાં આવશે.' પૂત્રથી કંટાળેલ પિતા બોલતાં હોય તેમ જણાઇ આવે છે.

'એ તો હવે આ શિક્ષક છે ને–સુધારશે.' પોતાને જાણે સુકુમાર માટે કંઇક સુંદર કટાક્ષ મળ્યું હોય તેમ ભાનુ બોલ્યો.

'તમારી વાતમાં મને લગારે શંકા નથી!' જરા પણ અચકાયા વગર સુકુમાર બોલ્યો.

'ચાલો બહૂ સરસ.' ભાનુ તરત બોલ્યો.

'તે આપણે કાંઇ ખોટું કરવા નથી માગતા...' સુકુમાર હવે નીલાના શહેરમાં આવ્યા પછી બહૂ જ આનંદમાં આવી ગયો હતો.

'આવતી કાલ સવારથી જ અહીં રહેવું છે ને?' બે ત્રણ મહિનાથી બંગલાનો એ ભાગ હજુ સુધી કોઇએ ભાડે નહોતો રાખ્યો એટલે બંગલા માલિક બોલ્યા.

'હા–હા–કેમ પૂછવું પડયું? અને આજથી જ...ના–પણ મોહન નથી, નહિ? ચાલો આવતી કાલથી રહેવાનું શરૂ —મારૂં ભણવાનું પણ શરૂ અને તમારાં મોહનને ભણાવવાનું પણ શરૂ–' સુકુમાર બોલ્યો.

કિશોરીલાલને આવું વાતાવરણ નહિ ગમતું હોય? યુવાનોના આવા હાસ્યમય વાતાવરણમાં તેઓ કાંઇજ કેમ નથી બોલતાં? સાદાઈમાં જ–અને ખાસ કરીને બોલવામાં જ સાદાઇમાં વર્તવાનું તેમને વધુ પસંદ હતું. એમના બજારમાં તેઓ ખૂબ છૂટથી બોલી શકતાં–પણ અહીં ફક્ત તેઓ સંસ્કારી વાતાવરણમાં જ સંસ્કારી રહી શકતાં હશે! અને અહીં પણ પોતાની ઉમર સમજી સંસ્કારની દૃષ્ટિએ ચૂપ રહ્યા હશે.

* * *

[ ૧૫ ]

'ચાલો, આજે સીનેમા જોવા જઈશું કે?' કિશોરીલાલ બધાંની સાથે જમતાં જમતાં બોલ્યા.

'નીલા, અહીં આવ્યા પછી તું કેટલી ફીલ્મો જોઈ આવી?' ભાનુએ નીલાને પૂછ્યું. નીલા કાંઈ જવાબ આપે એ પહેલાં કિશોરીલાલ બોલ્યાં; 'હજુ સુધી તો એના આવ્યા પછી એક પણ ફીલ્મ જોવા નથી ગયા.'

'મારો વિચાર તો આજે ફિલ્મ જોવા આવવાનો નથી. હું તો થાકી ગયો છું.' સુકુમાર જમતાં જમતાં બોલ્યો.

'તમારી પથારી મેં અગાશીમાં કરી છે.' નીલા આ વખતે બોલી.

'અગાશીમાં શા માટે? નાહક ટાઢ ચઢી જાય. ભાનુની અને એમની બંન્નેની અંદરના ભાગમાં કરજે. અગાશીમાં કરવી હોય તો ફેરવાવજે.' નીલાના સાસુજી બોલ્યાં.

—પારકાઓની મહેમાનગીરી કરવાની છે. એટલું સમજીને તેઓ આવુ બોલતાં હતાં.

આ વખતે નીલા અને સુકુમાર બન્નેના મુખ ગંભીર હતાં.

'—તો આવતી કાલે હું પાસ કે ટીકિટો જમવા આવીશ ત્યારે લેતો જ આવીશ.' કિશોરીલાલ જમી રહ્યાં હતાં—હાથ ધોતાં ધોતાં તેઓ બોલ્યાં.

આજે બધાને નીલાએ જમાડયાં હતાં.

'...ચાલો, કેરમ રમીશું?' ભાનુની નજર એક ખૂણામાં પડેલાં કેરમબોર્ડ તરફ વળી. તે બોલ્યો:

''તમારે બધાને રમવું હોય તો રમો. મારે રેડીઓ પર બેસવું છે.' કિશોરીલાલનો સાંજનો રેડીઓ–સમય થયો હતો તેથી તેઓ બોલ્યા.

'રેડીઓ છે? ચાલો, મને ખુબ ગમશે. નીલાને પણ એથી ગમતું હશે.' સુકુમારને લાગ્યું કે હવે ગંભીરતા દૂર કર્યા વગર નહિ ચાલે. પોતાની ગંભીરતા કંઈક ઓછી થશે તો જ નીલા આનંદમાં આવશે એવુ સુકુમારને લાગ્યું એટલે તે બોલ્યો.

'એને તો મેં કેટલીએ વખત કહ્યું. પણ તે માનતી જ નથી. નાહક બેસી રહે તેના કરતાં રેડીઓ પર બેસે તો પણ કંઈક ગમે. એક દિલરૂબા કયાંકથી લાવી છે, તે વગાડતાં ન આવડે છતાં નાના છોકરાઓ જોડે દિલરૂબા લઈ રોજ સાંજે રમ્યા કરે છે. આખો દિવસ મૂંગી અને ગંભીર.' કેટલાએ દિવસનું સામટું બોલતાં હોય તેમ કિશોરીલાલ બોલ્યા. સુકુમારે આ વખતે નીલા સામૂં જોઈ એક હૃદય શ્વાસ લીધો. 'મારા મનથી એવા વર્તનમાં મને આનંદ છે. મને ગમે એ પ્રમાણે હું કેમ વર્તી ન શકું?' નીલા ત્યાં ઉભી હતી તે તરતજ બોલી. આ વખતે સુકુમારે નીલા સામૂં જોયું. નીલામાં આ વખતે સ્વમાન જણાઇ આવતું હતું.

'તને ફાવે તેમ કરને—તને કોણ રોકે છે?' કિશોરીલાલ સહેજ ગુસ્સામાં બોલ્યાં. નીલા આ વખતે ગંભીર બની હતી. 'નીલા, પણ તું રેડીઓ પર કાંઇ સાંભળે તો તને કાંઇ જાણવાનું મળે અને તારો વખત પણ જાય. મને તો રેડીઓ પર સાંભળવાનું ખૂબ મન થાય

છે. ખાસ કરીને સંગીત.' સુકુમાર નીચું જોતાં જોતાં પોતે સ્વતંત્ર રીતે અહીં બોલી શકે એમ છે, એમ માનીને બોલ્યો.

'તમારે બન્નેને નાનપણથી જ ઓળખાણ હશે.' નીલાના સાસુજી આ વખતે સુડી વચ્ચે સોપારી રાખી સોપારીનો કટકો મેળવવા પ્રયત્ન કરતાં કરતાં બોલ્યા.

'નીલુને જ પૂછોને–' સુકુમાર હસતાં હસતાં બોલ્યો.

'અરે ભાઇ, મને પૂછો–હું ક્યાં નથી જાણતો–ઓળખાણો પહેલાં તો આપણે બન્નેને.' ભાનુ વચ્ચે જ બોલી ઉઠ્યો.

'એમ.' સોપારીના ટૂકડા કરી એક ટૂકડો મ્હોઢામાં મૂકતાં નીલાના સાસુજી બોલ્યાં. આ વખતે નીલા એમના સાસુજી સામે જોઇ રહી હતી.

'ચાલો ત્યારે, તમારે કેરમ રમવું હોય તો કેરમ રમો. મારે થોડું વાંચવું પણ છે.' રૂ–બજારના આવતી કાલના ભાવ–તાલના વિચારોમાં બની શકે તેટલાં અગાઉથી અનુમાનો કરવાં કિશોરીલાલ તૈયારી કરતા હતાં. નીલા તે જાણતી જ :હતી. તે તો તરતજ સમજી ગઇ હતી. સુકુમારને સમજ નહોતી પડી. ભાનુ તો લાંબો થઇને એક આરામખૂરશીમાં પડયો હતો. નીલા એકલી કેરમ લઈ આવી.

'અગાશીમાં રમીએ. ખૂલા પવનમાં મઝા પડશે...અને તમે નહિ આવો?' પાછળથી કિશોરીલાલને પ્રશ્ન કરતાં સુકુમાર બોલ્યો.

'ફરી કોઇ વખત...તમે બધાં અત્યારે રમોને.' કિશોરીલાલ વ્યર્થ હસતાં બોલ્યો.

'તમને રમતાં આવડે છે?' રહેજ હસતાં સુકુમાર નીલાના સાસુજી તરફ જોતાં બોલ્યો.

'હા. મારા ઘરમાં કેરમ પડયું હોય અને મને ન આવડે? પણ મને તો ઉંઘ આવે છે.–ઘરડે ઘડપણ હવે ધર્મ–પાઠ સિવાય કાંઇ ગમતૂં જ નથી...છતાં ચાલો રમીશું.' છેલ્લાં ત્રણ શબ્દો

બોલતી વખતે જરા ઝીણી ખબરદારી એમના મુખ ઉપર દોડી આવી હોય એમ લાગ્યું.

'રમ્યાં રમ્યાં હવે...એમને ત્રણ જણાને રમવા દે.' કિશોરીલાલ કંઈક ગુસ્સે થતાં બોલ્યા.

'છો ને આવે...ચાર જણા સિવાય શું મઝા પડે?' સુકુમાર હસ્યો.

'ના ના. તમે બધાં રમો જાવ...' પોતાને કંઈક ઉતાવળ હતી એટલે બીજાઓને ઉતાવળાં ચાલ્યા જવાનું કિશોરીલાલ કહેતાં હતાં.

'તમે રેડીઓ ઉપરથી ઉઠો ત્યારે જરૂર આવશોને?' સુકુમાર ભાવથી પુછતો હતો.

'ત્યાં સુધીમાં તો મોડી રાત થઇ જાય.' કિશોરીલાલ એક અઠવાડિકના પાના ફેરવતાં ફેરવતાં બોલ્યાં.

'મારે તો અડધો-એક કલાકથી વધારે નથી રમવું. હું તો ખૂબ થાક્યો છું...આ તો જરા ગમ્મત આવે અને ત્યાં સુધીમાં ઉંઘ આવે તેવું લાગશે તો સૂઇ જઇશું.' દિવાલ ઉપરની ઘડિયાળમાં જોતાં જોતાં સુકુમાર બોલ્યો.

'હું જાઉં છું. તમારે કાંઇ કામકાજ હોય તો બોલાવજો.' સુકુમાર તરફ જોતાં જોતાં નીલાના સાસુજી બોલ્યાં.

'કેમ? તમે નીચે સૂઇ જાવ છો?' સુકુમારે પૂછ્યું.

'એમના પૂજાના ઓરડામાં.' કિશોરીલાલ જાણે જલ્દી પતાવી નાખવા માંગતા હોય તેમ વચ્ચે બોલ્યાં.

'ચાલો, હવે ઉઠીશું.' ભાનુને તો કેરમ રમવાનું ખૂબ જ મન થયું હોય એમ લાગતું હતું તે બોલ્યો.

'ચાલો, ત્યારે...' સુકુમાર પણ ઉઠયો. ઉઠતાં ઉઠતાં પણ તેણે કિશોરીલાલના સામું જોઇને કહ્યું: 'તમે જરૂર આવજો. જરા પવનમાં મઝા પણ આવશે.'

'સારૂ.' કિશોરીલાલે પતાવ્યું.

'મને તો કાંઇ કેરમ રમવું નથી ગમતું.' સુકુમાર નીલા તરફ જોતાં જોતાં બોલ્યો.

'ના આવ્યાં તો કાંઈ નહિ, આપણે રમીએ. ચાલોને.' બેપરવા ભાનુ બોલ્યો.

'એ ઠીક ન કહેવાય.' અગાશીમાં પડેલા બાંકડા ઉપર બેસતાં બેસતાં સુકુમાર બોલ્યો, નીલાએ આ વખતે સુકુમાર તરફ જોતાં જોતાં એક નિશાસો નાખ્યો. બાંકડા ઉપર જ તે સુકુમારની નજીક બેઠી.

'દિલરૂબા બજાવશો?' ખૂબ માનથી નીલા બોલી ઉઠી.

'હા. હા. ચાલો...કિશોરીલાલને પણ ગમશે.' સુકુમાર નીલાના બોલથી ખૂબ આનંદમાં આવી જઇ બોલ્યો.

સુકુમાર અને નીલા અંદરની બાજુ આવ્યાં.

સુકુમારે કિશોરીલાલને કહ્યું: 'ચાલો, આજે તમે મારે ખાતર બધું બંધ રાખો. મને દિલરૂબા સરસ આવડે છે. ચાલો હું બજાવું છું.'

કિશોરીલાલ બોલ્યાં: 'સારૂં બજાવો.'

—એમના ધ્યાનમાં રૂ–બજારની ઘાંસડીઓના વિચારમાં તેઓ ઘસડાયાં હતાં--અને તેઓએ હા પાડી દીધી.

નીલાએ પેલાં ચળકતાં કાચના કબાટમાંથા દિલરૂબાની પેટી કાઢી. પેટીમાંથી દિલરૂબા અને ગજ કાઢીને તેણે સુકુમારને આપ્યાં. સુકુમાર નીલા સામૂં આ વખતે જોતો હતો.

'તમારે કોઇને કેરમ રમવું છે કે નહિ?' ભાનુ અંદર આવતાં બોલ્યો. 'જો ના રમવું હોય તો આપણે ઉંઘી જઇએ.'

'તું જોતો ખરો, આપણે દિલરૂબા બજાવીએ...' સુકુમાર બોલ્યો. પણ આ વખતે સુકુમાર કિશોરીલાલ તરફ જોતો હતો.

સુકુમારે પછી નીલા તરફ ફરીને કહ્યું:

'ચાલો, આપણે અગાશીમાં જઈ બજાવીએ.' આ વખતે પણ સુકુમારે કિશોરીલાલ તરફ જોયાં કર્યું. પણ કિશોરીલાલ કાંઇ બોલ્યાં નહોતાં. નીલા અને સુકુમાર અગાશીમાં આવ્યાં. ભાનુ તો

અંદર એની પથારી હતી ત્યાં આવીને સૂતો. કિશોરીલાલને તેની ખબર નહોતી.

'કિશોરીલાલ રોજ આવું વર્તન રાખે છે?' સુકુમારે નીલાને પૂછ્યું.

'હા.' નીલાએ નિશ્વાસ મૂકતાં કહ્યું.

'તું આમ કેમ કરે છે.–નીલા , આવું નહિ કરવાનું.' કોઈ નિશ્વાસ નાખે તે સુકુમારને નહિ ગમતું હોય...એટલે તે બોલ્યો.

'સુકુમાર, મારે કોઈ જ નથી.' પ્રગટ થએલી વેદના સાથે નીલા બોલી.

'હું નથી?' એવાજ ભાવમાં સુકુમાર બોલ્યો.

'દિલરૂબા બજાવોને.' નીલા દિલરૂબા સામું જોઇ રહી હતી. તે બોલી.

'અત્યારે નહિ બજાવી શકાય.' સુકુમાર બોલ્યો.

'હવે તો હું અહીં જ રહેવાનો છું, હોં કે.' પોતાનાથી નીલા દુ:ખી નહિ થાય એમ માનીને સુકુમાર આગળ બોલ્યો.

'સારૂં...મને ખબર હતી જ. અત્યારે તો તમે દિલરૂબા નહિ જ બજાવોને? જેવી ફાવે તેવી.' નીલા ભાવનાભર્યા ચહેરે વિનંતી કરવા લાગી.

'પણ ફક્કડ નહિ બજાવી શકું. ચાલો રેડીઓ જ સાંભળીએ.'

નીલાએ ફરી એક નિશ્વાસ નાખ્યો. નીલા કાંઇ બોલી નહિ.

સુકુમાર નીલાના હાથમાં દિલરૂબા અને ગજ મૂકતો હતો. નીલાના મૂખ સામું પણ જોતો હતો. નીલા નિરાશ જણાઈ અને તે બોલ્યો: 'યાદ છે નીલા...આવી જ રીતે દિલરૂબાની પેટી મેં તને આપી હતી.'

નીલાએ તરત ડોક ઉંચી કરી. સુકુમાર સામું જોઇ તે સ્હેજ હસી.

સુકુમાર ખુશ થયો. નીલાની નિરાશા અદશ્ય થઇ ગઇ તેથી. નીલા અને સુકુમાર અગાશીમાંથી ફરી અંદર આવ્યાં.

'ચાલો, ત્યારે તમારો રેડીઓ હું પણ સાંભળું...દિલરૂબાના ગજનું ઠેકાણું નથી. તાર પણ બદલવાની જરૂર છે.' સુકુમાર કિશોરીલાલ તરફ જોતાં જોતાં બોલ્યો. 'કેમ કેરમ રમી રહ્યાં?' કિશોરીલાલ એમનું અઠવાડિક બાજુમાં મૂકતાં મૂકતાં બોલ્યાં.

છૂપાં છૂપાં નીલા પણ હસી. સુકુમાર વિચારમાં પડ્યો: 'મેં દિલરૂબા સાંભળવાનું કહ્યું હતું તે શું આપણે નહિ સાંભળ્યું હોય!...સારૂં થયું.'

'તમે ન આવ્યા પછી મારૂં મન પણ બદલાઇ ગયું.' પલંગ ઉપર કિશોરીલાલ સાથે બેસતાં બેસતાં એક અઠવાડિક ઉપાડી પાના ફેરવતાં સુકુમાર બોલ્યો. પેલા કબાટમાં નીલાએ દિલરૂબા મૂકી. કિશોરીલાલ સમજ્યાં કે દિલરૂબા કાઢતી હશે. સ્હેજ કટાણું મુખ થયું. પણ પછી નીલાએ કબાટ બંધ કર્યું, એટલે પાછાં એક બીજા અઠવાડિકમાં નજર નાંખવા લાગ્યાં.

નીલા પણ ત્યાં આવી, તેણે એક અઠવાડિક ઉપાડ્યું અને તે પલંગ ઉપર બેઠી.

જાણી જોઇને નીલાએ લાલ પેન્સીલ વડે કરેલાં કુંડાળાઓવાળું પાનું કાઢ્યું...અને સુકુમારને પછી કહ્યું. 'આ વાંચવા જેવું છે!' સુકુમારે તે જોયું. કિશોરીલાલ સામૂં પછી તેણે નજર કરી. કિશોરીલાલનું ધ્યાન તે વખતે તેઓ વાંચતાં હતાં તેમાં જ હતું. સુકુમારે એક વધુ નિશ્વાસ લીધો.

'ચાલો આપણે સૂઈ જઈશું, ત્યારે.' નીલા સામૂં જોતાં સુકુમાર બોલ્યો.

'હા સૂઈ જાવ.' કિશોરીલાલ જાગૃત બની બોલ્યાં.

  

## [૧૬]

'તમારો જે કાંઈ થોડો સામાન છે તે નોકર મારફતે ખસેડાવીશું. તમે તકલીફ ન લેશો અને વળી જો તમારે બીજા સામાનની જરૂર પડે તો મને કહેજો. આપણા બંગલામાંથી મેળવી શકશો.' સજ્જનતા બતાવવી જ જોઇએ એમ માનીને કિશોરીલાલ સવારમાં નવ–દશ વાગે ચાહ–પાણી–નાસ્તો લેવા બેઠાં હતાં ત્યારે કહેતાં હતાં.

'સારૂં થયું કે તમારાં જેવા પાડોશી મને મળ્યાં. અગવડતા દૂર થઈ જવાની અને સગવડતાઓ મળ્યા કરવાની. તમારો આભાર તો હું કદાપી નહિ જ ભૂલું.' સુકુમાર હસતાં હસતાં બોલ્યો.

'તમે વ્યંગમાં નથી બોલતા ને?' ભાનુ ચાહની રકાબીમાં ફુંકો મારતાં મારતાં બોલ્યો.

'વ્યંગમાં કેવી રીતે બોલવું એ તમે હજુ જાણતા નથી. એટલે વ્યંગ શું છે એ તમને ક્યાંથી સમજાય?' સુકુમાર બોલ્યો.

ે જા બ આપતાં કદાચ

વધારે રમુજ ઊભી કરવામાં પોતાને નહિ ફાવે એમ માની ભાનુ ચૂપ થયો.

'મારો હાથ રૂમાલ? મારી બેગ ઉપર છે, નહિ?' સાસુજીને સુકુમાર પૂછવા લાગ્યો.

'હા.' સાસુજી પણ ચા પીતાં હતાં.

'તમે ચાહ કેમ નથી પીતાં?' ભાનુ રકાબીમાંથી ચા પૂરી કરતાં બોલ્યો.

'મને ચાહ ઉપર ખૂબ જ તિરસ્કાર છે.' નીલા સામું જોતાં સુકુમાર બોલ્યો. નીલા આ વખતે ચાહ પીતી હતી.

'ચાહ પીનાર ઉપર તિરસ્કાર નથીને?' ભાનુ ફરી આગળ બોલ્યો અને નાસ્તા માટે નવાં જ—તાજા ગાંઠીયામાંથી એક ગાંઠીયો મુખમાં મૂકી દીધો.

'અલબત્ત—કોઇ ખોટું ન લગાડતાં. ચાહ પીનાર ઉપર—ચાહ ઉપર જેટલો મને તિરસ્કાર છે—તેટલો જ છે. ખોટું લગાડવાની કોઇને જરૂર નથી. મને હસાવવું અને હસવું ખૂબ જ ગમે છે.' સુકુમાર ટુવાલને ખભા ઉપર રાખી આરીસામાં જોતાં જોતાં વાળ ઠીક કરતો હતો.

'તમને તમારાં વાળ ઉપર ખૂબ મોહ લાગે છે...સ્ત્રીઓને જ વાળ શોભે!' ભાનુ બોલ્યો.

'તો તમે બોડીયું કેમ નથી કરાવતાં? નાના છોકરાંઓ કદાચ નારીએળ સમજી પાણી જોવા ટકોરા કરે...નહિ?' સુકુમાર પેલા આરીસામાં જોતાં જોતાં જ બોલ્યો.

'તમને નહિ પહોંચી શકાય. તમારો હાથ—રૂમાલ લઈ આવો, જાવ.' ભાનુએ સુકુમારને થાઈ આપી. આ વખતે નીલા સ્હેજ હસી હતી.

'ઓહ! આભાર!' સુકુમાર ઉપર ગયો.

'તમારો શો વિચાર છે?' સાસુજીએ ભાનુને પૂછ્યું.

'મારે જે કરવું હશે તે કરીશ.' ભાનુ કાંઇ જવાબ આપે તે પહેલાં કિશોરીલાલ બોલ્યાં.

'—પણ હું અને ભાનુ બોલીએ છીએ—એમાં જરા શાંત.' કિશોરીલાલને શિખામણ આપતાં આપતાં સાસુજી બોલ્યાં.

'નોકરી કરવી છે કે ભણવું છે? ભણવું હોય તો...આ.'

'હું એને મારી સાથે બજારમાં જ લઈ જવાનો છું.' કિશોરીલાલ સાસુજીના બોલી ગયાં પછી તરતજ બોલ્યાં. નીલાએ આ વખતે કિશોરીલાલ સામે જોઇ નિશ્વાસ નાખ્યો.

* * *

[૧૭]

'મને પણ તમારૂં બજાર જોવાની મઝા પડશે. હું આવુ?' રવિવાર છે. એટલે કોલેજ તો આજે બંધ છે. તમારૂં બજાર બંધ નથી?' સુકુમાર બપોરે જમ્યા પછીથી પૂછતો હતો.

'રવિવારે બજાર બંધ તો ખરૂં, પણ અમારે ગયા વગર ન ચાલે...તમારે આવવું હોય તો ચાલો.' કિશોરીલાલ સભ્યતાના સાચા હિમાયતી હતાં જ.

'ટેક્ષીમાં જવાનું છે.' ભાનુ હસતાં હસતાં સુકુમારને કહેવા લાગ્યો. પાણી પીતાં પીતાં નીલા આ વખતે સ્હેજ હસી.

'બજાર બંધ એટલે મકાન પણ બંધ હશે. આપણે ક્યાં જવાનું?' ટેક્ષી ચાલુ થઇ ગયા પછી સુકુમારે કિશોરીલાલને પૂછ્યું.

'અમારૂં બજારમાં એવું છે કે બજાર બંધ રહે પણ મકાન તો ખૂલ્લું જ રહેવાનું! અને વળી આપણી ઓફિસ છે ને!' નાનાઓને સમજાવતાં હોય તેમ કિશોરીલાલ બોલ્યાં.

'તે તમારે ત્યાં શું કરવાનું?' ભાનુએ પૂછ્યું.

'આપણે ત્યાંજ જઇએ છીએ, ત્યાં જોજોને?' વ્યક્તિને જોઇ તેનું વ્યક્તિત્વ તપાસી કિશોરીલાલ બોલતાં હશે?

'તમારો વિચાર ક્યાં સુધી ભણવાનો છે?' કિશોરીલાલને સુકુમારનું વિશાળ શરીર ગમી ગયું હશે? સુકુમાર સાથે તેઓને વાતો કરવી ગમી ગઈ હતી.

'બની શકે તો ડૉકટર બનવું છે.' નીચું જોતાં જોતાં સુકુમાર બોલ્યો.

'તો હું તમને હવે ડૉકટર કહીને જ બોલાવીશ.' ભાનુ બોલ્યો.

'બહુ સારી વાત છે!' સુકુમાર બોલ્યો.

'મારાં શબ્દો તમને નથી ગમતાં?'

'કેમ ન ગમે?'

'મઝા પડે છે માટે જ.'

'અલબત્ત?'

'ત્યારે તમે મારી સાથે જ રહ્યા હોત તો?' ભાનુ બોલ્યો.

'પણ હું અહીં જ જરા નજીકમાં જ રહેવાનો છું ને—આવજાને રોજ.'

'તમને અગવડ નહિ પડે?'

'ચલાવી લઇશ!'

આ વખતે કિશોરીલાલ ખાસ ભાનુ તરફ જોતાં હતાં. એકાએક ટેક્ષી અટકી.

'બજાર આવી ગયું?' સુકુમારે પૂછ્યું.

'હા—બહુજ નજીક લાગે છે, નહિ?' કિશોરીલાલે હા કહી અને પછી ભૂલથી જ ઉતાવળમાં આગળ બોલાઇ ગયું.

'તું હવે બારોબાર બંગલે જજે—અને લગભગ ત્રણેક વાગે મોટર લાવજે.' ડ્રાઈવર તરફ જોઈ કિશોરીલાલ હાથે બાંધેલું ઘડિયાળ જોતાં જોતાં બોલ્યાં.

'સારૂં.' કહી ડ્રાઈવરે ટર્ન લઈ બંગલા તરફ જવા માંડ્યું.

નજીકના એક મકાનના વચલે માળે ત્રણે આવ્યાં. 'જોયું, કેટલી બધી ટપાલ આવી છે?' કિશોરીલાલ ઓફિસના બારણામાં પેસતાં જ ટેબલ ઉપર પડેલી થોકડાબંધ ટપાલ જોતાં બોલ્યાં.

'તમારા ઉપર તો આખી દુનિયાનો આધાર, પછી દુનિયા સાથે જ તમારે પત્રવ્યવહાર ચલાવવાનોને ?' સુકુમાર કિશોરીલાલ સામૂં જોઇ બોલ્યો. ભાનુ આજુબાજુનું નિરિક્ષણ કરતો હતો.

'સોડા લેમન તો પીશોને ?' કિશોરીલાલે એક ગુમાસ્તો રાખ્યો હતો. અગાઉથી કિશોરીલાલનાં આવતાં પહેલાં તે ઓફિસ ઉઘાડી નાખતો અને કચરો વાળી નાખી–ટપાલ આવે તેને ટેબલ ઉપર મૂકતો. એ ગુમાસ્તો આ વખતે એ બાજુ એક જે પાટલી પડી હતી તે પાટલી ઉપર બેઠો હતો. તેના સામૂં જોઇને કિશોરીલાલને સોડા–લેમન મહેમાન માટે યાદ આવી ગઈ. !

'જમીને તો હજુ હમણાં જ આવ્યાં છીએ !' સુકુમાર એક ટેબલ પાસેની ખુરશીમાં બેસતાં બોલ્યો.

'જમ્યા પછી સોડા પીવાથી ખોરાક પચી જાયને ?' કિશોરીલાલ પણ મુખ્ય ખુરશી પર બેસતાં હસતાં હસતાં બોલ્યાં.

'તમારી મંગાવવી હોય તો તમારા માટે મંગાવી શકો છો.' કિશોરીલાલના બોલવાનો ભાવાર્થ સમજીને સુકુમાર બોલ્યો.

'તમારે પણ પીવી પડશે.' કિશોરીલાલ આગ્રહી બન્યા.

'ભાનુ પીશે. મને ટેવ નથી.' ભૂલતાં ભાનુની યાદ કરાવતાં સુકુમાર બોલ્યો.

'થોડી પીજો–બસ...ત્રણ સોડા.' ગુમાસ્તાને જાણે આ હોટેલ હોય તે પ્રમાણે કિશોરીલાલે હુકમ કર્યો.

થોડીવારે ત્રણ આનાનું બીલ લઇ ત્રણ સોડા સાથે ગુમાસ્તો પાછો ફર્યો. સુકુમારે બીલ જોયું અને તે બોલ્યો:

'બે પૈસામાં બધે સોડા મળે છે.' આ વખતે સુકુમાર કંઈક વેધકદ્દષ્ટિથી પેલા ગુમાસ્તા સામૂં જોતો હતો.

'હું કેટલા વખતથી રોજ લાવું છું. શેઠ ભાવ જાણે છે.' કંઈક ગભરાતા ગુમાસ્તો બોલ્યો.

'ના, ના, બજારમાં ભાવ હશે તેજ ભાવે લાવતો હશે. તૈયાર બીલ લાવે છે પછી શું ?' કિશોરીલાલ બોલ્યા.

'તમારે તપાસ તો કરવી જ જોઇએ.'

'એમાં શું તપાસ કરવાની છે?'

'એમાં એનું ગુમાસ્તાનું ભાવી બગડે છે.!'

'એ ચાર આના કમાશે તો શું?'

'ઓહ, તો તમારી મરજી.' સુકુમાર બોલ્યો.

'સોડા ગ્લાસમાં બીચારાએ ક્યારની કાઢી મૂકી છે.' ગુમાસ્તાની દયા ખાતાં ભાનુ બોલ્યો.

'તમે લોને......!' સુકુમાર હસીને બોલ્યો.

'તમે પણ લો.' કિશોરીલાલ બોલ્યાં.

'એ તો માન માંગશે!' ભાનુ બોલ્યો.

'એમાં માન જેવું કાંઇ જ નથી. આપણે ક્યાં અહીં રોજ આવવાનું છે. એક વખત પી લઇશું.!' સુકુમાર વ્યંગમાં બોલ્યો.

સોડા પીતાં પીતાં કિશોરીલાલ આ સમજી ગયાં. તેમણે સુકુમાર સામું જોયું. સુકુમારની દૃષ્ટિ ભાનુ તરફ હતી. કિશોરીલાલ સ્હેજ હસ્યાં હતાં.

'ત્રણ પાન લાવ્યો છું ને?' અડધી સોડા પી રહ્યાં પછી કિશોરીલાલને સોડા પીધા પછીનું મુખવાસ યાદ આવ્યું એટલે તેઓએ ગુમાસ્તા તરફ જોતાં જોતાં કહ્યું.

'લઈ આવું.' ચૂપચાપ કાંઈ વધુ બોલ્યા વગર ગુમાસ્તો પાન લેવા ગયો.

'અંગ્રેજી પેપરો વાંચવાનો તમને મહાવરો લાગે છે ખરો.' સુકુમારે બાજુ ઉપર એક અંગ્રેજી જાણીતું પત્ર જોઇને કહ્યું.

'વાંચ્યા વગર ચાલે જ નહિ.' ખાસ વટમાં કિશોરીલાલ બોલ્યા.

'મને લાગે છે—તમારે અહીં બાદશાહી જેવું જ હશે?'

સુકુમાર કાચના ગ્લાસને નીચે મૂકતાં મૂકતાં બોલ્યો. સુકુમારે આ પ્રશ્ન પૂછ્યો ત્યારે ભાનુનું ધ્યાન કિશોરીલાલ એ પ્રશ્નનો શો જવાબ આપે છે તે જાણવા તરફ વળ્યું.

'અરે જવા દો વાત. જ્યારથી હું અહીં આવું છું ત્યારથી સાંજે બંગલે જઉં ત્યાં સુધીમાં તો હેરાન હેરાન થઇ જઉં છું. ટેલીફોન પર ચાલુને ચાલુ બેસી રહેવાનું—આ છાપાઓ જોઈ વળવાનું—ટપાલ જોવાની અને વળી બજારની એક જાણીતી વ્યકિત તરીખેની મારી જવાબદારી...' કંટાળી ગયા હોય તેમ કિશોરીલાલ બોલ્યાં.

'પણ એ સાથે સાથે કમાવાનું સારૂં ને?' સુકુમારે પૂછ્યું.

'એ બધુ નસીબ ઉપર આધાર રાખે—જાય તો જાય પણ ખરાં. આવે તો આવે પણ ખરાં—' બજારૂ ભાષામાં કિશોરીલાલ બોલ્યા. ભાનુની દશા આ વખતે જોયાં જેવી હતી. એની કેટકેટલી મઢી કાઢેલી તેની આશાઓ આજે તૂટી પડતી હોય તેમ એને લાગ્યું. સુકુમારે જ્યારે આ વખતે તેના સામૂં જોયું ત્યારે ન છૂટકે પરાણે સ્હેજ તે હસ્યો. પણ સુકુમારના વર્તનથી જાણે સુકુમાર કાંઇ સમજ્યો ન હોય તેમ ભાનુને લાગ્યું. 'પોતે બજારમાં પડનાર છે—લક્ષાધિપતી બનવાના સ્વપ્ના સેવે છે.—તેની સુકુમારને ખબર નહિ હોય.' ભાનુએ કલ્પના કરી પછી તે બોલ્યો.

'એ તો બજારનાં રંગ!'

'તમે બજારમાં જ ઝંપલાવવાના છો...નહિ?' પોતાનું અનુમાન સુકુમારે રજુ કર્યું.

'મારો વિચાર એમને હાલમાં તો સાધારણ કામકાજ શિખવવાનો.!' કિશોરીલાલે પહેલાં સુકુમાર પછી ભાનુ અને પછી ગુમાસ્તા તરફ જોતાં જોતાં કહ્યું.

ભાનુનું મુખ જરા વધારે વ્યગ્ર બની ગયું. સુકુમારે તે જોયું. અને તે બોલ્યો: 'એમને એવું કામ ફાવશે?' એક સંસ્કારની દૃષ્ટિ યાદ કરાવવા કિશોરીલાલને સુકુમારે પૂછ્યું, પણ આ વખતે ભાનુ એમ સમજ્યો કે સુકુમાર પોતાને વધુ ઉતારી પાડવા ઇચ્છે છે. એટલે મનમાં જરા તે સ્હેજ ઉશ્કેરાયો. તેણે સુકુમાર તરફ દૃષ્ટિ

કરી. પણ કિશોરીલાલ સામૂં સુકુમાર તો જોઈ રહ્યો હતો. સુકુમારના સંસ્કારી શબ્દોની અસર કિશોરીલાલ ઉપર થઇ હતી. તેઓ તરત બોલ્યાં.

'હાલમાં તો થોડો વખત સાધારણ કામકાજ શિખવીશ પછી ધીમે ધીમે આગળ...'

'ધપાવજો!' સુકુમારે વાકય પુરૂં કર્યું એટલામાં પેલો ગુમાસ્તો કયારનો જે પાન ટેબલ ઉપર મુકીને બાજુ ઉપર ઉભો હતો, તેને ફરીથી કિશોરીલાલે જોયો અને ટેબલ ઉપર પડેલા પાન એકાએક તેમને યાદ આવ્યાં. તેઓ બોલ્યાં: 'આપણી વાતોમાં આપણે કયારના આ પાન ભૂલ્યાં.'

ભાનુએ ગુમાસ્તા સામૂં જોયું. અને પોતે જાણે કયારનો જાણે છે કે પાન આવી ગયાં છે, એવો ભાવ તેણે મુખ ઉપરા આણ્યો. સુકુમાર આ વખતે ભાનુ તરફ જોતો હતો.

'તમે ટપાલ જોઈ લો. હું ત્યાં સુધી પેપર વાંચું.' સુકુમારે જોયું કે કિશોરીલાલ વારે ઘડીએ ટપાલ સામૂં જોતાં હતાં, એટલે પોતે પેલા અંગ્રેજી જાણીતા પત્ર તરફ જોતાં જોતાં બોલ્યો.

'હું બહાર ઉભો છું.' પોતાનુ સ્વમાન સાચવતાં ભાનુ બોલ્યો.

'નિરીક્ષણ કરવા માટે, નહિ?' સુકુમાર બોલ્યો.

જરા વેધક દૃષ્ટિ કરતો ભાનુ બહાર ગયો. કિશોરીલાલે ટપાલ જોવા માંડી. સુકુમાર અંગ્રેજી પત્ર વાંચવા લાગ્યો.

*　　　*　　　*

[ ૧૮ ]

'શેઠે કાંઇ બીજી વખત લગ્ન કર્યાં હોય તેમ લાગે છે.!' એક ખૂણામાં ઉભાં ઉભાં ભાનુ રસ્તા ઉપરનું નિરીક્ષણ કરી રહ્યો હતો, તે વખતે તેણે બાજુ પરથી આવો અવાજ આવતો સાંભળ્યો. પોતાની આંખો તેણે રસ્તા તરફ જ રાખી અને કાનને એ અવાજ બાજુ રાખ્યાં. અલબત્ત, એક વખત તેણે નજર નાખી લીધેલી કે કોણ આવું બોલે છે.

બે વહેપારી જેવાં જણાતાં પ્રૌઢ નજીકમાં ઉભાં હતાં. 'રજા સિવાય દાખલ ન થવું.' એ પ્રકારનું કિશોરીલાલની ઓફિસ ઉપરનું બોર્ડ વાંચી તેઓ ક્યારના બહાર ઉભાં રહી જુદી જુદી વાતો કરતાં હતાં. ઓચિંતાને તેમને શેઠના જીવનમાં રસ લેવાનું મન થયું હશે એટલે એક પ્રૌઢ બોલ્યો. એણે સફેદ લાંબો કોટ પહેર્યો હતો. બીજા પ્રૌઢે ફક્ત ખમીસ જ પહેર્યું હતું. બજારની જાણીતી વ્યક્તિઓનાં બંગલાઓમાં કે એમના જીવનમાં શા શા બનાવો બને છે તે તેઓ જાણવા ઉત્સુક રહેતાં અને જાણી પણ શકતાં.

કદાચ એમના જાસુસો ફરતા હશે! 'તમને કોણે કહેલું?' પેલું જેણે પહેરેણ પહેર્યું હતું તે પ્રૌઢ બોલ્યા.

'અમારી ઓફિસના શેઠ વાતો લાવેલા...' બીજાઓની ઓફિસને અમારી–ઓફિસ કહેતા કહેતા પેલા કોટ પહેરેલા પ્રૌઢ બોલ્યા.

'શેઠ એમના બીજી વખતના લગ્નમાં નહિ ગએલા?' પેલા પહેરણ પહેરેલ પ્રૌઢે પૂછ્યું.

'અરે, કેમ નહિ? પહેલી વખત તો ખાસ આમંત્રણથી ગએલા અને આ વખતે ફક્ત રૂબરૂમાં કિશોરીલાલે સ્હેજ હસતાં હસતાં કહેલું તે ઉપરથી ગયા હતા. ખાસ દબાણ તો નહોતું જ કરેલું.'

પોતાને આમંત્રણ નહિ મળેલું એટલે તે પ્રૌઢ આમ બોલતાં હશે?

'તમને ખબર છે–પહેલી પત્ની શાથી અવસાન પામેલી?' પહેરણ પહેરેલ પ્રૌઢ જાણે એ બાબત ખાસ જાણતા હોય તે પ્રમાણે બોલ્યાં.

'હા, મને કેમ ખબર ન હોય–' પોતે પણ સર્વજ્ઞાતા હોય તેમ કોટ પહેરેલ પ્રૌઢ બોલ્યાં.

'સુવાવડમાં જ–પિયેરમાં જ!' પેલાં પહેરણવાળા બોલ્યા.

'ના. ના. પિયરમાં...હા બરાબર અહીંની હોસ્પીટલમાં અવસાન પામેલ–' કંઇક યાદ આવતાં તેઓ કોટવાળા બોલ્યા.

'બરાબર.' પહેરણ પહેરલ પ્રૌઢને પણ તાજી જ સ્મૃતિમાં બધું આવી ગયું એટલે તેઓ બોલ્યા.

ભાનુએ એટલે સુધી સાંભળ્યું. પછી તેને કંટાળો આવી ગયો. તે બાજુ ઉપર ચાલ્યો ગયો. એને ચાલતો જતાં જોઇને પેલાં પ્રૌઢોની વાતો અટકી. એકાએક તેમને કાંઈ યાદ આવતું હોય તેમ પહેરણવાળાં પ્રૌઢે બુમ પાડી.

'એ–મિસ્ટર, જરા અંદર કહોને–અમે કયારના ઉભા છીએ.'

જ્યારે ભાનુ બહારે આવેલો ત્યારે આ બન્ને જણાએ તેને જોએલો એટલે તેઓએ અનુમાન કરેલું કે આ ઓફિસમાં નવા ગુમાસ્તા હશે. !

'અંદર ગુમાસ્તો છે. ખબર આપો.' બેપરવા બની ભાનુ બોલ્યો.

બીજાઓની જોડે જરા અસભ્યતાથી પોતે બોલ્યો એમ લાગવાથી તેઓ બન્ને જરા રોષમાં આવી ગયાં. પણ ભાનુની વધારે પડતી બેપરવાઇને લીધે તેઓ ખાસ કાંઇ બોલ્યા નહિ.

'મને તો લાગે છે કે ખૂલતા બજારે મારી ધારણા સાચી પડવાની.' પહેરણ પહેરેલે એક પ્રૌઢ બોલ્યાં.

'શેઠની શી ધારણા છે તે પૂછ્યા પછી વાત. !' બીજા પ્રૌઢે હજુ ધારણા કરવાનું કિશોરીલાલ શેઠના વિચાર ઉપર મુલત્વી રાખ્યું હોય તેમ તેઓ બોલ્યા.

એટલામાં ઓફિસમાંથી છાપુ વાંચતા વાંચતા સુકુમાર બહાર આવતો હતો. આવતા પહેલાં તેણે ટપાલમાં ચિત્ત રોકાએલ કિશોરીલાલને કહેલું કે 'હું બહાર ઉભો છું.'

'સારૂ.' કિશોરીલાલે ધ્યાનસ્ત થઈ કહેલું.

સુકુમારને બહાર આવેલ જોઈ ચિઢાએલો ભાનુ જરા વધારે ચિઢાયો. પણ આ વખતે સુકુમારની દૃષ્ટિ પેલાં બે પ્રૌઢ તરફ હતી. સુકુમારે તેમને પુછ્યું. 'તમારે કોનું કામ છે?'

'કિશોરીલાલનું.'

'તમે અંદર ખબર આપી?' સુકુમારે પૂછ્યું.

'ના, કામમાં હશે એમ માની ખબર નથી આપી.' એકે કહ્યું.

'ત્યારે ખબર તો આપો. એ સિવાય કામમાં છે કે નહિ, તેની શી ખબર પડે?' સુકુમારે ફરી છાપામાં જોતાં જોતાં કહ્યું.

'ગુમાસ્તા ક્યાં છે?' પોતાને સલાહ આપનાર પ્રત્યે કંઇક માન દર્શાવતાં પહેરણ પહેરેલ પ્રૌઢ બોલ્યાં.

'અહીં બારણા પાસે જ અંદર પાટલી છે ત્યાં.' સુકુમારે છાપામાં જ દૃષ્ટિ રાખીને કહ્યું.

'આજે પાટલી કેમ બહાર નથી કાઢી ?' પેલા પ્રૌઢે સુકુમારને પૂછ્યું,

'મને કાંઈ ખબર નથી. પણ કદાચ રવિવાર છે—એટલે બજાર બંધ રહે છે. એ દૃષ્ટિએ નહિ કાઢી હોય.' અનુમાન કરી સુકુમાર બોલ્યો.

'તમે કયારના બજારમાં આવો છો ?' પેલાં પ્રૌઢને લાગ્યું કે આટલું બધું જાણનાર કદાચ બીજા શહેરમાંથી કિશોરીલાલને ત્યાં આવ્યાં હશે. એટલે પોતાને પણ કંઇક જાણવાનું મળશે એ દૃષ્ટિએ પૂછ્યું.

'અરે ભાઈ! હું તો જાણું છું. !' છાપામાંનું પોતાનું ધ્યાન જરા તૂટતું જતું જોઈ સુકુમાર બોલ્યો.

'ઠીક.' કહી પેલાં પ્રૌઢ અટકયાં. પોતાના અનુમાનો સાચાં નહિ પડવાથી તેમનું મ્હોઢું જરા જોવા જેવું વ્યગ્ર બની ગયું હતું.

'ભાનુ, મને કહે તો ખરો શું શું નિરીક્ષણ કર્યું ?' સુકુમારે હસતાં હસતાં છાપામાંથી દૃષ્ટિ ઉંચી કરી ભાનુને પૂછ્યું.

'બધુએ–' જરા ચિઢાઇને ભાનુ બોલ્યો.

'અરે...ના ભાઈ! તારા કિશોરીલાલને કહેજે–!' ખિજાએલને વધારે છંછેડવાનું સુકુમાર પસંદ નહોતો કરતો. તેણે તરત છાપામાં ફરીને વાંચવા માટે જોવાં માંડયું.

આ ભાનુ અને સુકુમારની વાતો પેલાં પ્રૌઢાએ સાંભળી હતી. એટલે એકે પૂછ્યું.

'તમારે કિશોરીલાલ સાથે કાંઈ સબંધ કે સગાઈ હશે !'

'મારે કાંઇ ખાસ સબંધ નથી. આ ભાઇને છે.' સુકુમારે છાપામાં જોતાં જોતાં કહ્યું.

'શો ?' એકે પૂછ્યું.

'એમને જ પુછોને.' સુકુમારે છાપામાં જ દૃષ્ટિ સાચવતાં કહ્યું. કંઈક નવું જાણવા જેવું વાંચતો હતો.

આ વાતચીત ઉપરથી ભાનુ કંઈક બોલશે એ દૃષ્ટિએ થોઢીવાર

સુધી તો પેલાં પ્રૌઢો ચૂપ રહ્યાં...પછી એક જણુ બોલ્યો.: ‘ તમારે શો સબંધ છે. ? ’ ભાનુ તરફ જોઇને પૂછેલું.

‘ મારી સાથે વાત ન કરશો. ’ ભાનુ ચિઢાઈ ગયો.

સુકુમાર આ વખતે ચમકયો. પેલાં બન્ને પ્રૌઢો પણુ સ્હેજ ચમકયા. પણુ એમને થોડીવાર પછી લાગ્યું કેઃ ‘ આ કિશોરીલાલના નજીકના સગા હશે અને આપણે પહેલાં કરેલી વાતચીત ઉપરથી તેઓ ચિઢાઇ ગયાં હશે.

સુકુમાર ઓફિસમાં જવા લાગ્યો.

એને જતો જોઇ ભાનુ પણુ તેની પાછળ પોતાને શાંતિનું કંઇક સ્થાન જડયું એમ માનીને ગયો. સુકુમારને ઓફિસમાં જતો જોઇ પેલાં પ્રૌઢોએ કહ્યું કે : ‘ એમને ખબર આપજો. ’

ખાસ કરીને તેઓએ સુકુમારને જ કહ્યું હતું. પણુ સુકુમાર કાંઈ જવાબ આપે એ પહેલાં ભાનુ બોલ્યો—જરા જોરથી : ‘ સારૂં. ’

આ અવાજ સાંભળીને સુકુમાર ફરી ચમકયો. ઓફિસમાં કિશોરીલાલ શેઠ પણુ એમની ખુરશીમાં જરા હાલી ઉઠયા. એમના હાથમાંથી કાગળ પડતાં રહી ગયાં. તેઓ એકદમ બોલ્યાં: ‘ શું છે ? ’ જરા જોરમાં તેઓ બોલ્યાં હતાં.

‘ કાંઈ નહિ. બહાર કોઇ બે ભાઇ ઉભાં છે.’ સુકુમારે કહ્યું.

‘ કહો કે નવરાશ નથી. ’ ખિજાએલ કિશોરીલાલ શેઠે ભાનુ ઉપરનો રોષ મળવા આવેલાં ઉપર ઠાલવ્યો.

પાટલી ઉપર બેઠેલો પેલો ગુમાસ્તો શાંતિથી બહાર ગયો. અને મળવા આવેલ બે પ્રૌઢોને કહી આવ્યો કેઃ ‘ શેઠ જરા કામમાં છે.’

બીચારા ગુમાસ્તાને તો બધાંની જરૂર એટલે ચૂપકાઈ જ વાપરેને ?

સુકુમાર છાપુ વાંચતા વાંચતા મનમાં જરા હસતો હતો. તેણે છાપાનું એક પાનુ ફેરવ્યું.

* * *

[ ૧૯ ]

ઘડિયાળ જોતાં જોતાં કિશોરીલાલ બોલ્યાઃ 'સવાત્રણ થયા. ચાલો હવે જઇશું ને?

'નીચે ક્યારની મોટર પણ આવી ગઈ છે.' ગુમાસ્તાએ શેઠ તરફ જોઈ બધાને કહ્યું.

'ચાલો.' સુકુમાર ઉભો થયો.

સુકુમારે આ વખતે પહેરણ પહેરેલું હતું. પહેરણના ખિસ્સામાંથી હાથરૂમાલ કાઢી તે મુખ ઉપરના પ્રસ્વેદ બિંદુઓ લુછતો હતો. આ જોઇને ભાનુ બોલ્યોઃ 'તમને પહેરણ ઠીક શોભે છે.'

'તમે પણ પહેરી શકો છો.' સુકુમાર તરતજ બોલ્યો હતો.

—ત્રણે જણા ઓફિસમાંથી બહાર આવ્યાં. આ વખતે કિશોરીલાલના હાથમાં બેત્રણ અઠવાડિકો અને એક પેલું અંગ્રેજી પત્ર હતું.

'ઓફિસ હવે ઉઘાડી રાખવાની કોઇ જ જરૂર નથી. બંધ કરી દેજો.' ગુમાસ્તા તરફ જોઇ કિશોરીલાલ બોલ્યાં.

'સારૂં.' ટૂંકામાં જ પતાવી ગુમાસ્તાએ કહ્યું.

સુકુમાર, ભાનુ અને કિશોરીલાલ જવાં લાગ્યાં. તેઓ જતાં હતાં ત્યારે પેલો ગુમાસ્તો તે બધાંની પીઠ તરફ જોતો હતો. ખાસ કરીને સુકુમારની પીઠ તરફ. !

*

'આજે સિનેમા જોવાં જવું છે ને?' મોટરમાં બેસતાં બેસતાં કિશોરીલાલ બોલ્યાં.

'મારું બધું કામ પતી ગયા પછી.' સુકુમાર બોલ્યો.

'શું કામ?' કિશોરીલાલે પૂછ્યું.

'ભાડે રાખેલ રૂમમાં–સામાન ગોઠવશેને.' ભાનુ બોલ્યો.

'છૂટકો છે?' સુકુમારે કહ્યું.

'અરે સામાન ગોઠવવામાં વળી શી વાર લાગવાની છે? આપણે ટીકિટો લઇને જ જાઇએ...' યુવાનની માફક બોલાય તેટલું પણ બોલવાનું તેઓ ચૂકતા નહોતાં.

'બંગલેથી મંગાવી લેવાશે. ઉતાવળ શી છે?' સુકુમારે કહ્યું.

'સારૂં ત્યારે.' કિશોરીલાલ માની ગયાં.

'તો ઘર તરફ જ મોટર લેવી છે ને?' ડ્રાઇવરે મોટરમાં રહ્યાં રહ્યાં પૂછ્યું.

'હા.' ટૂંકામાં પતાવી કિશોરીલાલ બોલ્યાં.

...'અહીંની કોલેજમાં તમારે કોઇની ઓળખાણ છે કે?' પોતે વળી જો કદાચ સુકુમારને ઉપયોગી થઈ પડે તો સારૂં એમ માનીને કિશોરીલાલે સુકુમારને પૂછ્યું.

'ના, કાંઈ ખાસ ઓળખાણ તો નથી. કેમ પૂછવું પડ્યું?' સુકુમાર બોલ્યો.

મોટર ચાલુ થઈ ગઇ હતી.

'જો એવી કાંઈ કોઇની ઓળખાણની જરૂર હોય તો મને કહેજો. નહિતર તમે સંસ્કૃતના પ્રોફેસરને મારૂં નામ દેશો તો પણ ચાલશે.' કિશોરીલાલે પોતાની ઓળખાણના ગોળાકારનો છેલ્લો છેડો બતાવતાં કહ્યું. !

' ઓહ ! ' સુકુમાર કંઇક સમજતાં બોલ્યો: ' હમણાં તો મારે કોઇ એવી ઓળખાણની જરૂર નથી. દાખલ થતી વખતે અગવડ નડે એમ નથી. મારા એક ભાઇબંધને મેં પૂછાવેલ છે. છતાં પણ જો કાંઈ એવું બનશે તો આપને જરૂર કહીશ. અગર એ પ્રોફેસર સાહેબને વાત કરીશ. ' સભ્યતાને જાળવતાં સુકુમાર બોલ્યો.

' વાંધો નહિ આવે, કહેજો. ' કિશોરીલાલ બોલ્યાં.

સુકુમાર આ વખતે નીચે જોતાં જાતાં કંઇક વિચારે ચઢયો.

' કિશોરીલાલને ઓળખાણો ખૂબ છે. ખાસ ઓળખાણો સિવાય બીજી ઓળખાણો હોય તેમ નથી લાગતું અને કદાચ એમ જ. કોઇની ઓળખાણથી નીલાને મેળવી શકયાં હશે. ભલે. નીલા પરણી છે જ કયાં ! ! '

' તમારી કોલેજમાં હું પણ કોઇ દિવસ આવું તો તમને વાંધો નથીને ? ' ભાનુએ વિચારે ચઢેલાં સુકુમારને પૂછ્યું.

' એમાં શું-સૌ કોઇ આવી શકે છે. કેટલાંક તો કોલેજમાં ભણતા પણ નથી હોતાં, છતાં કેટલીક વખત મઝા કરવા અને મઝા મેળવવા માટે આવી ચઢે છે. તોફાન-બીજું શું ? ' સુકુમારે એની વિચારમાળા ચાલુ હતી છતાં ભાનુના શબ્દો સાંભળ્યા હતાં-તેણે ભાનુને કહ્યું.

' મારે કાંઇ ત્યાં તોફાન કરવા નથી આવવું. તમે ત્યાં જાવ છો-જવાના છો-એટલે વળી જોવાં. '

' આવજોને, એમાં શું ? ' સ્હેજ હસતાં સુકુમાર બોલ્યો.

ફરીને સુકુમાર વિચારમાળામાં પડયો. બધાં શાંત રહ્યાં હતાં.

*

'નીલા તું તો ખૂબ જ ઉત્સાહમાં આવી ગઇ. '

નીલા સુકુમારનો સામાન નોકર મારફતે પેલા ભાડે રાખેલ બંગલા-માલિકની ઓરડી તરફ ખસેડાવતી હતી. તે જોઈ નીલાનાં સાસુજી બોલ્યાં.

'એવું કાંઈ નહિ—આપણે એક સંસ્કારની દ્દષ્ટિએ એટલું કામ શું ન કરવું?' સાસુજીના બોલને દબાવી દેતાં નીલા બોલી.

'હા, પણ આજસુધી તારે કયાં કામે કરવાનું હતું.' પોતાની જાતે બોલવામાં એક ભૂલ કરી નાખી એમ લાગવાથી નીલાના સાસુજી બોલ્યાં.

'ચાલો, હું પણ સાથે જ આવું છું.' નીલાએ વૃદ્ધ નોકરને કહ્યું. નોકરે આ વખતે બધો સામાન—ખાસ બીજું કાંઇ નહોતું. એક મ્હોટો બિસ્તરો અને એક કોથળો—બિસ્તરામાં કપડાં અને કોથળામાં વાસણો અને બીજો જરૂરી કેટલોક સામાન હતો. એક નાની હાથ બેગ હતી તે તો નીલાએ તેના હાથમાં જ લીધેલી હતી.

'તો સામાન વ્યવસ્થિત ગોઠવીને જ આવજે. નોકરને નહિ ફાવે.' નીલાના સાસુજી બોલ્યાં.

આ વખતે નીલાએ સાસુજી સામૂં જોયું. પણ નીલાને લાગ્યું કે તેઓ કટાક્ષમાં કે વ્યંગમાં નહોતાં બોલતાં એટલે તેણે 'સારૂં' કહી ચાલવા માંડયું.

'સાંજના ઉપાડયું હોત તો ઠીક રહેત. અત્યારે બપોરના નાહક તાપમાં હેરાન થવું.' સાસુજીએ નીલાને કહ્યું.

'હમણાં જ વિચાર આવ્યો.' જલ્દીથી ટૂંકામાં પતાવતાં નીલા નીચું જોઇને બોલતાં બંગલા બહાર જવા લાગી.

સાસુજી આ વખતે કાંઈ બોલ્યાં નહિ. તેમણે જતી નીલાની પીઠ સામૂં જ જોયાં કર્યું.

નીલા બંગલા બહાર આવી. બાગમાં થઈ તે અને નોકર ઝાંપા સુધી આવ્યાં. તેજ વખતે કિશોરીલાલવાળી ટેક્ષી આવી. નીલાએ તે જોઇ છતાં નીલા ઉભી ન રહી.

'નીલા ક્યાં જા છ?' ટેક્ષીમાં જોતાં જોતાં બાનુને બહાર જોવાની ટેવ હતી. તેણે નીલાને જોઈ એટલે પૂછ્યું. પણ નીલાએ જાણે સાંભળ્યું ના હોય તેમ ચાલી ગઈ.

ટેક્ષીમાં બેઠેલાં સુકુમારે અને કિશોરીલાલે ભાનુનો આ હવામાં પૂછાયેલો પ્રશ્ન સાંભળ્યો હતો. બન્નેમાંથી કોઇ કાંઈ ન બોલ્યું.

*

'નીલા કઇ તરફ ગઈ? બધો સામાન નોકર પાસે લેવરાવીને જતી હતી. મને લાગ્યું કે સુકુમારે ભાડે રાખેલ ઓરડી તરફ જતી હતી.' બંગલામાં દાખલ થતાની સાથે ભાનુએ નીલાના સાસુજીને પૂછ્યું.

આ વખતે સુકુમારે ઓચિંતાને ભાનુ સામૂં જોયું હતું.

કિશોરીલાલ શેઠ તો એમના બીજે માળની રૂમ તરફ જતાં હતાં. ત્યાં જ કપડાં કોટ કાઢવા અને હાથમાંના પેલાં અઠવાડિકો અને પેલાં અંગ્રેજી માસિક મૂકવાં...એટલે તેઓએ ખાસ રસ આ બાબતમાં ન લીધો.

'અરે...નાહક શા માટે તકલીફમાં પડયાં? હું બધું કરી લેત.' સુકુમાર નીલાના સાસુજી કાંઇ બોલે તે પહેલાં બોલ્યો.

'એમાં શું? મેં જ કહ્યું હતું.' સુકુમારના આવા માનભર્યા શબ્દો બોલાયાં તેની અસર નીલાના સાસુજી ઉપર થઈ અને તેથી નીલાના સાસુજી એવું બોલ્યાં.

'પણ નાહક બપોરનાં.' સુકુમાર પાસે પડેલી એક આરામ-ખૂરશીમાં બેસતાં બોલ્યો.

'હશે-કાંઇ નહિ.' નીલાના સાસુજીને જવાબ નહિ જડયો હોય એટલે પતાવ્યું.

પછી સુકુમારે ખિસ્સામાંથી હાથ રૂમાલ કાઢયો અને આરામખૂરશીમાં પડયાં પડયાં રૂમાલ સાથે ગમ્મત કરવા લાગ્યો.

હાથ રૂમાલને બરાબર વાળતાં વાળતાં તે વિચારે ચઢયો.

* * *

## [૨૦]

'મોહન, તારા માટે શિક્ષક રાખી લીધાં છે. આપણા બંગલામાં રહેશે અને તને ભણાવશે. તેઓ પણ ભણે છે.' પેલાં બંગલા માલિક મોડી રાત્રે જ્યારે મોહન 'ઉઘાડો' કહી બારણાં ખખડાવતો હતો, ત્યારે બારણાં ઉઘાડતાં ઉઘાડતાં બોલ્યા.

'અત્યારે તો મને ભણાવવાના નથી ને?' ભણવાનું જાણે ગમતું જ ન હોય તે પ્રમાણે મોહને પોતાના પિતાને બંગલામાં દાખલ થતાં થતાં પૂછ્યું.

'કાલથી. પણ પેલો ઝાંપો ઉઘાડો મૂકીને કેમ આવ્યો?' ચંદ્રના આછા અજવાળામાં મોડી રાત્રે જ્યારે શહેરની મ્યુનિસિપાલિટીના વિજળિક દિવા હોલવાઈ ગયાં હતાં ત્યારે મોહન ઉતાવળો બંગલામાં આવતાં ઝાંપો અંદરથી બંધ કરવાનું ભૂલી ગયો હતો.

'લો–બંધ કરી આવીએ.' મોડી રાત થઈ હતી અને મોહનને હવે ઉંઘવું હતું. એટલે પિતા જોડે વધારે ઝઘડતાં પહેલાં ઝાંપો બંધ કરી આવવાનું તેને વધારે યોગ્ય લાગ્યું.

'હવેથી તારે સિનેમા નાટકો જોવાંના મૂકી દેવાં પડશે. તારા માટે કહીએ છીએ. ભણશો તો સુખી થશો...' મોહનના બાપુ, મોહન અંદર આવી ગયાં પછી બારણાં બંધ કરતાં બોલ્યાં.

'પણ અત્યારે બધું શું છે? સવારે જોઈશું માસ્તરનું મ્હોઢું.?' ભણવું જાણે જીવનમાં ગમતું ન હોય તેમ મોહન બોલ્યો અને પોતાના સ્પેશીયલ રૂમમાં ચાલ્યો ગયો.

મોહનના બાપુએ દીર્ઘ-નિશ્વાસ નાખ્યો અને તેઓ પોતાની પથારીમાં જઈને પડ્યાં.

*

'તમારૂં નામ જ મોહન કે?' સુકુમાર પોતાના ભાડે રાખેલ રૂમમાં આંટા મારતો હતો. કંઈક વિચારમાં હતો. એ વખતે રૂમ બહાર મોહન ઉભો હતો, તેને જોઈને સુકુમારે અનુમાન કર્યું.

'હા. તમે મને ભણાવવાના છો, નહિ?' મોહને કંઈક બેદરકારી સાથે પૂછ્યું.

'તમને કેટલાં વર્ષ થયાં?' સુકુમારે મોહનના બોલ સાંભળ્યા પછી કાંઈ નિરીક્ષણ કરતો હોય તે પ્રમાણે મોહન સામૂં જોતાં પૂછ્યું.

'સત્તર પૂરાં થયાં છે. તમે શું ભણો છો?' મોહને સુકુમારની કોલેજની ચોપડીઓ એક બાજુ પડેલી જોઈ એટલે પૂછ્યું.

'તમે ચોથી અંગ્રેજીમાં છો, નહિ?' મોહનના પ્રશ્નને નહિ ગણકારતાં સુકુમાર બોલ્યો.

'હા.' મોહન અંદર આવતાં આવતાં બોલ્યો.

'અહી તો તમારાં બાપુ અને તમારાં સિવાય ખાસ બીજું કોઈ જણાતું નથી. તમારી માતા?' સુકુમારે મોહનમાં વધારે રસ લેતાં પૂછ્યું.

'મારી માતા હું પાંચેક વર્ષનો હતો ત્યારે અવસાન પામેલાં.' મોહને સુકુમારની કોલેજની ચોપડીઓમાંથી એક ચોપડી ઉપાડી તેના પાના ફેરવતાં કહ્યું.

સુકુમારના ચહેરા ઉપર આ વખતે કંઈક ફેરફારો થયાં. પોતાની માન્યતા સાચી પડી તે બદલના. પછી તે બોલ્યો: 'મને

લાગે છે–ઉંમરના પ્રમાણમાં તમે ભણવામાં ખૂબ જ પછાત છો.' કંઈક દબાણ અને આવેશથી સુકુમાર બોલ્યો.

'ભણીને શું કરવાનું છે?' બેદરકારી બતાવતાં સુકુમાર સામો તેણે પ્રશ્ન કર્યો.

'પણ ખબર છે, મારે તમને ભણાવવાના છે.' શિક્ષક તરીકેની જવાબદારી સંભાળતા સુકુમાર બોલ્યો.

'તે હશે.' બેદરકારીમાં જ મોહન બોલ્યો.

'તમને ખાસ કરીને કયા વિષયો ફાવતાં નથી?' કંઈક વિચારીને સુકુમારે પૂછ્યું.

'લગભગ બધાંય!' સુકુમાર સામું જોતાં તે બોલ્યો.

'તમારી જવાબદારી તમારે સમજવી જોઈએ. અભ્યાસ કરવો નથી. પછી ક્યાંથી એકે વિષય ફાવે?' સ્હેજ આવેશમાં સુકુમાર બોલ્યો.

'પણ હવે તો તમે મને ભણાવશોને?' થોડીવાર પછી નમ્રતા બતાવતાં મોહન બોલ્યો.

'હું ભણાવીશ. પણ તમારે ધ્યાન દઈને ભણવું પડશે. ત્યાં પણ બેદરકારી બતાવશો તો કાંઈ હું તમને પાસ નહિ કરાવી શકું.' પહેલાં જે પ્રમાણે સુકુમાર બોલ્યો હતો તે જ પ્રમાણે કંઈક વધુ આવેશ અને મોહનના માનસ ઉપર છાપ પાડવા તે બોલ્યો.

'બહુ વખત હું તો નાપાસ થયો છું.' કંઈક ગરીબાઈ દાખવતો હોય તેમ મોહન બોલ્યો.

'તમારાં જેવી વ્યક્તિ જરૂર બહુ જ સહેલાઈથી થોડી મહેનતમાં સફળ નીવડી શકશે. સાંજથી રોજ અહીં તમને ન ફાવતાં હોય તે વિષયો સાથે આવજો.' સુકુમારે કંઈક વિચારી મોહનને કહ્યું.

'તમે અત્યારે ક્યાં જશો?' કંઈક હર્ષમાં મોહન બોલ્યો.

'મારે કોલેજમાં જવું છે.' સુકુમાર સમજી ગયો કે પોતાના શબ્દોની ઠીક અસર મોહન ઉપર થઈ છે.

'હું મારા એક ભાઈબંધને પણ ભણવા માટે લાવું તો?'

મોહનને બધાં શિક્ષકો કરતાં આ શિક્ષક બહુ જુદા પ્રકારનાં લાગ્યાં હશે એટલે તે બોલ્યો.

થોડીવાર પણ અચકાયા વગર સુકુમાર બોલ્યો: 'લાવજો.'

'મોહન, જમવાનું આવી ગયું છે. જમી લે.' મોહનના બાપુ સુકુમારના રૂમ બાજુ આવતાં આવતાં બોલ્યાં.

'વીશીમાંથી મંગાવો છો કે ?' સુકુમારે મોહનના બાપુને પૂછ્યું.

'હા.' ટૂંકામાં જ તેઓ બોલ્યાં.

'એક જ ભાણામાં તમને બન્નેને ફાવી જાય છે ?' કંઈક અનુમાન કરતાં સુકુમારે પૂછ્યું.

'ના–બે ભાણા મંગાવું છું. કેટલુંક વધે છે...ખરું...તમે એમ કરોને...આપણે ત્રણે સાથે જ જમીએ–આવો.' બંગલા માલિક બોલ્યા.

'પણ તમે એમ કરો તો આપણે ત્રણ જણા એવી રીતે નાહક વીશીમાંથી રોજ મંગાવીએ તેના કરતાં હાથે જ બનાવીએ તો શું ખોટું ?' સુકુમાર મોહનના બાપુ સામું જોતાં જોતાં બોલ્યો.

'હું તો ખૂબ કંટાળી ગયો છું. માથાકુટમાં પડવું મને નથી ગમતું.' મોહનના બાપુ સ્હેજ આવેશમાં બોલ્યાં.

'માથાકુટ જેવું કાંઈ જ નથી. ચાલો હું રોજ રસોઈ કરીશ છે કાંઈ વાંધો ?' સુકુમાર કંઈક સમજતાં બોલ્યો.

'ભાઈ–સાબ જવા દોને વાત. કાંઈ વહેલું મોડું થાય...નાહક !

'તો આપણે એક રસોઈઓ રાખીએ.' આગળ બોલતાં અટકાવી તરતજ સુકુમાર બોલ્યો.

'બરાબર છે બાપુ.' મોહન વચ્ચે બોલ્યો.

'તમને ફાવે તેમ કરો.' મોહનના બાપુએ મોહનના શબ્દો સાંભળ્યા ત્યારે મોહન સામું જોતાં તેઓ બોલ્યાં: 'અત્યારે ચાલો ત્રણે જણા જમી શકીશું.' ફરીને મોહનના બાપુ આગળ બોલ્યાં.

'હું કિશોરીભાઈને ત્યાં જમીને જ આવ્યો છું.'

સુકુમાર પોતાની કોલેજ જવાની ચોપડીઓ હાથમાં લેતાં બોલ્યો.

*

'ઓહ ! સુકુમાર તું આવી ગયો ? ખબર તો કહેવડાવવી હતી. ચાલ રેસ્ટોરામાં બેસીએ.' સુકુમાર કૉલેજમાં આવ્યો તે વખતે એનો કોઈ ભાઇબિંધ એની પીઠ થાબડતાં થાબડતાં બોલ્યો.

'કોણ બંસી ? પ્રિન્સીપાલ હશેને ?' જાણે બંસીના શબ્દો સાંભળ્યા જ ન હોય તે પ્રમાણે સુકુમાર બોલ્યો.

'હવે દાખલ તો થઈ જવાશે. ચાલ, ચાહ પીશું.' બંસીએ સુકુમારને આગ્રહ કરતાં જણાવ્યું.

'આપણી ત્યાંની કૉલેજ જેવાં અહીં પ્રોફેસર છે ?' પ્રોફેસરોની સરખામણી કરતાં સુકુમાર બોલ્યો.

'આપણી પેલી કૉલેજ...જવા દે નામ. અહીં તો ખૂબ જ મઝા આવે છે. કૉલેજમાં દાખલ થયા કે બહાર નીકળીએ ત્યાં સુધી.' સુકુમારનો હાથ ખેંચતાં ખેંચતાં બંસી બોલ્યો.

'તું જમીને નથી આવ્યો ?' પોતાનો હાથ ખેંચાતો જોઈ સુકુમાર બોલ્યો.

'તારે પહેલાં દાખલ થવું છે ? તો ચાલ પ્રિન્સીપાલ પાસે.' બંસી સુકુમારને પ્રિન્સીપાલની ઑફિસમાં જવા માટે તે તરફ ખેંચતા બોલ્યો.

સુકુમાર પણ બંસીની સાથે સાથે ચાલતો હતો.

'અહીંની વ્યવસ્થા કેવી છે ?' સુકુમારે બંસીને, આજુબાજુ ત્રણચાર વિદ્યાર્થીનીઓને ફરતાં દેખી પૂછ્યું.

'વ્યવસ્થા ? બહુ ફક્કડ. તું જોજે તો ખરો.' કંઈક વ્યંગમાં બંસી બોલતો હોય તેમ સુકુમારને લાગ્યું. તેણે આ વખતે બંસી સામું નજર કરેલી.

'તેં કોઈની company (મિત્રતા) બાંધી તો નથીને ?' કંઈક અધ્યાહાર રાખતાં સુકુમાર બોલ્યો.

'હજુ સુધી તો શાંત રહ્યાં છીએ. ! મઝા ખાતર વળી બાંધી લઈશું. !' સુકુમાર સામું નહિ જોતાં હવામાં જાણે કંઈક ભાવિનું સુંદર નિરીક્ષણ કરતો હોય તે પ્રમાણે વર્તન ચલાવતાં બંસી બોલ્યો.

'એટલે તારે તોફાન કરવું છે, નહિ?' સુકુમારે બંસી સામૂં વેધક દૃષ્ટિ કરતાં પૂછ્યું.

'હું એને તોફાન ગણતો જ નથી.' જાણે પોતે જ સત્ય હોય તે પ્રમાણે દ્રઢતાથી બંસી બોલ્યો.

'સંસ્કારની દૃષ્ટિએ કોઇની મશ્કરીઓ કરવી ઠીક ન જ કહેવાય.' જાણે સીધો ડામ દેતો હોય તેમ સુકુમાર બોલ્યો.

'તું તારા સંસ્કારમાં જ બધું ગુમાવવાનો છે.' સુકુમારને બંસી કહેવા લાગ્યો. જીવનનો બધો આનંદ કોલેજમાં માનનાર શું કોઇ નહિ હોય?

'શું ગુમાવવાનું છે?' સુકુમારે બંસીને પૂછ્યું.

'પછી વાત. ચાલ હું ઓફિસમાં આવું?' પ્રિન્સીપાલની ઓફિસ આવી ગઈ એટલે બંસી બોલ્યો.

'એમાં પ્રશ્ન કેમ પૂછે છે? ચાલને... તારી લાયકાતથી મને દાખલ કરશે જ.!' બંસીને સમજતાં સુકુમાર બોલ્યો.

'એવું તો કાંઈ નહિ—હું બહાર ઉભો છું તું એકલો જ જઇ આવને?' સુકુમારને બંસીએ હસતાં હસતાં કહ્યું.

સુકુમાર સ્હેજ હસ્યો અને ધીમાં પગલે ઓફિસમાં દાખલ થયો.

*

'બંસી એ કોણ હતું?' થોડીવારે ઓફિસમાંથી બહાર આવતાં સુકુમારે પૂછ્યું.

'હા. તું તો કહે છે મેં હજુ કોઇની મિત્રતા બાંધી જ નથી' સુકુમાર મૂળ વાત ઉપર આવતાં બોલ્યો.

'તું પહેલાં કહી દે. દોસ્તી બાંધવી તે કાંઈ ગૂન્હો છે?' પોતાના હાથમાંની નોટનું ગોળ ચકરડું વાળી બંસી બોલ્યો.

'આ નોટ 'તેમણે' આપી?' સુકુમારે બંસીને જ્યારે નોટનું ગોળ ચક્કર બનાવતાં જોયો ત્યારે પૂછ્યું.

'હા. 'એણે' આપી.' બંસી પોતે જાણે સ્હેજ વિનોદ કરે છે એ પ્રમાણે આંખો નચાવતાં બોલ્યો.

'એમનું નામ શું ખબર છે?' સુકુમાર અને બંસી કોલેજના વિશાળ ચોગાન તરફ જતાં હતાં.

'જેની નોટ લીધી છે એના નામની ખબર નહિ હોય? સીધેસીધું કહી દે ને તારે પણ દોસ્તી બાંધવી છે.' જમીન સામું જોતાં જોતાં બંસી બોલ્યો.

'હું કાંઈ જબરજસ્તીથી પૂછતો નથી. તારે કહેવું હોય તો કહેને ભાઈ.' કંઇક વિચાર કરતાં કરતાં સુકુમાર બોલ્યો.

'ચાલ આપણે તેની જ પાસે...'

'મારે નથી આવવું.' સુકુમારે બંસીને વચ્ચે જ અટકાવી કહ્યું.

'તમે તો સનાતની છો. આપણને એ ના ફાવે.' બંસી ચકરડું વાળેલી નોટને બગલમાં ભીડતાં ભીડતાં બોલ્યો.

આ વખતે સુકુમાર બંસીને નખથી માથા સુધી નીરખવા લાગ્યો.

પછી તે બોલ્યો: 'તમે ખાસ સુધારાવાદી છો...નહિ?'

'તારા જેટલો સનાતની તો નહિ જ.' બંસી બે ત્રણ વિદ્યાર્થીનીઓ જતી હતી તેમનાં સામું જોતાં જોતાં જરા મ્હોટેથી બોલ્યો. સુકુમારે આ જોયું અને તે જરા હસ્યો.

'નોટ જોવા દઈશ કે?' સુકુમારે બંસીની પાસેની પેલી નોટ માંગી.

'ખાસ સનાતનીઓ માટે તે જોવા જેવી નથી.' બંસી બોલ્યો.

'પણ હું સનાતની નથી.' સુકુમાર સ્હેજ હસતાં બોલ્યો.

'તો આટલી બધી રૂઢીચૂસ્તતામાં કેમ બોલતો હતો?' બંસીએ બગલમાંથી નોટ બહાર કાઢતાં પૂછ્યું.

'પણ તારી સમજવામાં ભૂલ થાય એમાં હું શું કરું?' સુકુમાર બોલ્યો.

'શું ભુલ થઈ? તું રૂઢિચૂસ્ત નથી?' નોટને હજુ હાથમાં રાખી મૂકતાં જ તે બોલ્યો.

'અલબત્ત, હું રૂઢિચુસ્ત તો નથી.' કંઇક વિચારી સુકુમાર બોલ્યો.

'તો લે.' બંસીએ સુકુમારને પેલી નોટ આપી.

—પણ એટલામાં વર્ગમાં દાખલ થવાની નોટીસ આપતો ઘંટ વાગ્યો...એટલે સુકુમાર બોલ્યો.

'ચાલ, પછી જોઇશ.'

'કેમ?' સ્હેજ આશ્ચર્યથી બંસીએ પૂછ્યું.

'વર્ગમાં નથી આવવું?' સુકુમારે એટલાં જ આશ્ચર્યથી કહ્યું.

'જરા મોડા જવાશે.' બંસી બોલ્યો.

'પણ એવું શા માટે? રીસેસમાં જોઇશ.'

'તું તો બહુ જ ભણેશરી બની ગયો હોય એમ લાગે છે.' બંસીએ નોટ પાછી લેતાં કહ્યું

'—પણ.'

'સારૂ ચાલો.' વર્ગમાં કંઇક યાદ આવતાં બંસીએ સુકુમારને અટકાવ્યો અને તે બોલ્યો.

ઓચિંતાને આમ બંસી માની ગયો એટલે સુકુમાર એના સામું એને ખબર ન પડે એ પ્રમાણે એને જોવાં લાગ્યો.

'આપણી કોલેજમાંથી અહીં બીજા કોઇ આવ્યાં છે કે નહિ. સુકુમારે કંઇક યાદ આવતાં પૂછ્યું.

'ખાસ તો મને કાંઇ યાદ નથી...આપણે જ્યારે સ્કુલમાં ભણતા હતા ત્યારે જે પેલી રાધા હતી તેને હું અહીં રોજ જોઉં છુ બાકી–'

'ઠીક, ઠીક, કિશોર આવવાનો હતોને?' પોતાના કોઇક પહેલાંના ભાઇબંધને યાદ કરતાં સુકુમારે બંસીને વચ્ચેથી જ અટકાવી પૂછ્યું.

'એ હજુ આવ્યો નહિ હોય–મને ખબર નથી.' બંસીએ બીજાને હલકા પાડવાનો પ્રયત્નથી કંઇક શબ્દો સુકુમારને કહ્યા.

પણ આ વખતે સુકુમારે ફરી બંસી સામું જોયું–પછી સ્હેજ હસ્યો. 'પોતાના શબ્દોથી જ શા માટે બંસી હલકાઇમાં ગણાઇ જતો હશે?' મનમાં કંઇક વિચારતો સુકુમાર આગળ ચાલતો હતો.

'રાધા આપણા જ વર્ગમાં હશેને?' સુકુમારે પૂછ્યું.

'જરૂર.' સુકુમાર સામું જોતાં બંસી બોલ્યો.

આ વખત સુકુમારની અને બંસીની નજર ભેગી મળી હતી. બન્નેની દૃષ્ટિમાં કંઇક જુદાં જ તત્ત્વો જણાતાં હતાં.

'પેલી વર્ગમાં દાખલ થાય છે તે જ રાધા.'

બંસીએ આંગળી દર્શાવી કહ્યું.

આંગળીને દૂર કરતાં જરા આવેશમાં સુકુમાર બોલ્યો: 'હું તેને ઓળખું છું.'

સુકુમારના સામું જોઇને પછી બંસી બોલ્યો: 'એમા આટલો બધો ગુસ્સો? સાચ્ચે જ તું તો રૂઢિનો પાક્કો હિમાયતી છે.'

સુકુમારે તે ટીકાને ન ગણકારતાં આગળ કહ્યું: 'રૂઢિ અને આજના આ સુધારાવાદના વેગવંત પવનમાં ખૂબ જ ફેર છે. તમારાં સુધારાવાદમાં નીતિ કેટલી છે?'

'અર્થ-શાસ્ત્રની માથાકુટમાં નથી પડવું.' બે કાન ઉપર હાથ મૂકતાં નાટકી ઢબમાં બંસી બોલ્યો.

બંસીની 'ગરીબાઇ' ઉપર એક 'હુંકાર' સાથે સુકુમાર વર્ગમાં દાખલ થયો. સાથે બંસી પણ હતો.

આ વખતે વર્ગમાં કેટલાક જુવાનો બૂમાબૂમ કરતાં હતાં. કેટલાંક ખિસ્સામાં વિઝીટીંગ કાર્ડઝ (અલબત્ત બીજાના જ) ભરી લાવ્યાં હશે–તેઓ તે બધાં કાર્ડઝ હવામાં ઉડાવતાં હતાં...

'આપણી કોલેજમાં તો આવું તોફાન નહોતું થતું.' સુકુમારે બંસી તરફ જોતાં જોતાં એક પાટલી ઉપર બેસતાં કહ્યું.

'આપણી કોલેજ હવે આપણે આને ગણવી જોઇએ.' બંસી પોતે જાણે કંઇક નવું જ બોલતો હોય તેમ દંભમાં બોલ્યો.

'તે હું સમજી શકું છું. આવુ કોઇ ન સમજી શકે? આ તારો સુધારાવાદ છે, નહિ?' સ્હેજ હસતાં હસતાં સુકુમારે બંસીને કહ્યું.

'ગમ્મત?' હસતાં હસતાં બંસી બોલ્યો.

'વાહ?' 'ગરીબડા દીલ'ની બેશરમાઈ ઉપર સ્હેજ હસતાં હસતાં સુકુમાર બોલ્યો.

'જો રાધા તારા સામૂં જુએ છે.' બંસી થોડીવારે એકાએક બોલ્યો.

'તે તને નથી ગમતું–નહિ?' તરતજ સુકુમાર બોલ્યો.

'ના, એવું કાંઇ નથી.' ટૂંકામાં બંસી બોલ્યો.

'જતાં જતાં તું રાધાને મળજે તો ખરો.' બંસી રાધા સામૂં જોતાં જોતાં ધીમેથી સુકુમારને કહેતો હતો.

'એ મારે જોવાનું છે–તારે નહિ–તારી નોટ તો...'

'પ્રોફેસર આવ્યા.' સુકુમારને અટકાવતાં બંસી તરત બોલ્યો.

પ્રોફેસરના આવ્યાં પછી ઘોંઘાટ કંઇક ઓછો થઇ ગયો હતો. વિઝીટીંગ કાર્ડઝ હવે ઉડતાં નહોતાં. ચાલુ ને ચાલુ ભાષણ કરવાની રીત પ્રોફેસરે શરૂ કરી. વચ્ચે વચ્ચે કેટલાંક વિદ્યાર્થીઓ તેમની નોટમાં કંઇક ઉતારતાં હતાં. કેટલીક વખત પ્રોફેસરની દૃષ્ટિએ કેટલાંક તોફાની છોકરાઓ, —સાહેબ જરા ધીમે બોલો— કહી બૂમો પાડતાં હતાં, પણ પ્રોફેસર સાહેબ તેઓને નહિ ગણકારતાં બેધડક બોલવાનું ચાલુ રાખતાં હતા. કદાચ એમની આ રીતમાં વિદ્યાર્થીઓને શિક્ષા કરવાની દૃષ્ટિ પણ સમાએલી હોય—પણ વિદ્યાર્થીઓ તે સમજવા જેટલી દરકાર નહિ રાખતાં હોવાથી પ્રોફેસર આ પ્રમાણે ચાલુ જ બોલ્યાં કરતાં હતાં.

સુકુમારે આ વખતે પોતાની ઝોળીમાંથી એક નોટ કાઢેલી હતી. તેમાં તે પ્રોફેસરનાં બોલાયેલાં કેટલાંક વાકયોની નોંધ કરતો હતો. તેટલામાં પાછળ રહી જવાથી તેણે બંસીની નોટમાં નજર કરી–પણ બંસી તો પોતાનાથીએ પાછળ હોય એમ તેને લાગ્યું. તે સ્હેજ હસ્યો. પછી

ધીમેથી–તદ્દન ધીમેથી તે બોલ્યો: ' પ્રોફેસર ખૂબ જલ્દીથી બોલે છે. ' સુકુમાર આટલું બોલી ગયા પછી બંસી સામું નીચો વળી જોતો હતો. બંસીએ તરતજ નોટમાં જોવા માંડયું અને આસ્તે રહીને બૂમ પાડી.

' સાહેબ જરા ધીમે. '

—કેટલાંક વિદ્યાર્થીઓનું આ તરફ ધ્યાન ખેંચાયું. જમીન સાથે ચંપલો ઘસીને બંસીના બોલાએલા શબ્દોમાં તેઓએ અનુમોદન આપ્યું.

—પણ હજુ સૂધી પ્રોફેસર સાહેબની ઝડપી વાણી અટકી નહોતી.

' એમાં સાહેબનો પણ વાંક નથી. એક વર્ષમાં એમને કેટલું બધું શિખવી દેવાનું છે. ' સુકુમાર જાતે જ આશ્વાસન લેતાં બોલ્યો.

એકાદ કલાક થઇ ગયો. પ્રોફેસર સાહેબનો વખત પૂરો થતો રણકાર સંભળાયો. વિદ્યાર્થીઓએ 'હાશ' કહીને શ્વાસ લીધો.

પ્રોફેસર સાહેબ જ્યારે વર્ગમાંથી બહાર ગયા ત્યારે કેટલાંક વિદ્યાર્થીઓએ મોઢાની જીભ વચ્ચે સંતાડેલી તેમની નક્કર અને અમર સિસોટીઓ વગાડાવવી શરૂ કરી દીધી હતી.

...પણ ?

ઓચિંતાને તે વખતે ત્યાં થઇને પ્રિન્સીપાલ સાહેબ જતાં હતાં. બધાં ચૂપ થઈ ગયાં.

સુકુમાર આવુ જોઈ સ્હેજ હસ્યો. તેણે પોતાની ખૂલ્લી નોટ પછી બંધ કરી.

*

'કેમ ? કુમાર–ભાઇ તમે ક્યારે આવ્યાં ?' જ્યારે કોલેજમાં ' ભરવાનો વખત ' પૂરો થયો હતો અને બધાં સૌ સૌના રહેઠાણ તરફ વટબંધ પગલાં ભરી રહ્યાં હતાં ત્યારે વર્ગમાંથી બહાર આવતી વખતે રાધાએ સુકુમારને પૂછયું. બંસી આ વખતે સુકુમારની સાથે જ હતો. આજુબાજુના કેટલાંક જુવાન વિદ્યાર્થીઓ આ તરફ ખાસ–કોઈ નોંધ કરતાં હોય તેવી રીતે જોઇ રહ્યાં હતાં.

'આજે જ દાખલ થયો.' સુકુમારે કહ્યું.

'હોસ્ટેલમાં દાખલ થયા હશો?' અનુમાન કરી રાધાએ પૂછ્યું.

'ના. શહેરમાં.' ટૂંકામાં પતાવતાં સુકુમાર બોલ્યો.

સુકુમાર, બંસી અને રાધા ત્રણે જણા વર્ગમાંથી બહાર આવી કમ્પાઉન્ડ બહાર જતાં હતા.

'કોઈ વખત હું તમારે ત્યાં આવીશ, હો.' રાધા નીચું જોઈને બોલી.

'ભલે.' સુકુમાર પણ નીચું જોઈને ચાલતો હતો તે બોલ્યો. આ વખતે બંસી હવામાં હસતો હતો.

'રવિવારે કે શનિવારે હું તમારી સાથે જ આવીશ. તમારૂં મકાન તો જોઈએ.' રાધા નીચું જોતાં ચાલતાં બોલી.

'નાની સરખી ઓરડી જ છે. કાંઈ મ્હોટું મકાન નથી.' સહેજ હસતાં સુકુમાર બોલ્યો.

'ચાલો, આજે તો હું જઈશ, હોં.' પોતાને કોઈ સંસ્કારી વ્યક્તિ મળવાથી જાણે કંઈક આનંદ થતો હોય તે પ્રમાણે બોલતાં રાધા રસ્તાનો એક બીજી તરફ જવાનો વળાંક આવ્યો તે વખતે બોલી.

'સારૂં, આવજો હોં. ગમ્મત આવશે.' હસીને સુકુમારે કહ્યું.

રાધાના ગયા પછી એક હિંમત–શ્વાસ લેતાં બંસી બોલ્યો. 'તું તો ખૂબ શરમ રાખે છે. સાથે જ લઈ જવી હતી ને!'

'બહુ થયું.' સુકુમાર કંઈક આવેશમાં બોલ્યો.

'તું કેટલી બધી શરમ રાખીને બોલતો હતો. હું તો'

'તું તો ચૂપ જ કેમ રહ્યો હતો? તારૂં મ્હોડું કોઈએ દબાવી રાખ્યું હતું?' બંસીના હૃદયને ખુલ્લું કરતાં બંસીને અધવચથી બોલતાં અટકાવી સુકુમાર બોલ્યો.

'આપણને જેની સાથે ગાઢ પરિચય ના હોય તેની સાથે શી રીતે બોલવું?' પોતાનામાં ફિલ્સુફીનો ભંડાર ભરાએલો હોય તેમ બંસી અક્ષરો બોલવામાં પણ સ્વચ્છતા જાળવતાં જાળવતાં બોલ્યો.

'ગાઢ પરિચય સંબંધ બંધાયા વગર થતો હશે...નહિ?' સ્હેજ હસતાં સુકુમારે પૂછ્યું.

'પણ...એ...'

'એમ કહી દે ને તારાથી તે વખતે બોલાતું જ નહોતું.' સુકુમારે બંસીથી આગળ બોલી શકાયું નહિ એટલે કહ્યું.

'–તોય અજાણી વ્યક્તિ સાથે કંઈક તો શરમ...'

'તો...પેલી નોટ તો જોવા દે...' ઓચિંતાને કંઈક યાદ આવતાં પોતાને જે કાંઇ બોલવું હતું ને બદલી નાંખતાં સુકુમાર બોલ્યો.

'જવા દે—કાંઇ નથી એમાં તો—' ચાલતાં ચાલતાં જ તેઓ વાતો કરતાં હતાં. બંસી લાડમાં કંઇક બોલ્યો.

'જેવી તારી મરજી.' સુકુમારે ધીમે રહીને કહ્યું.

'લે—તારે જોવી હોય તો જો—' બંસીએ નોટ સુકુમારને આપી. સુકુમારે એકાદ પાનું ફેરવ્યું હશે પછી તેની નજર બંસી સામૂં ગઇ. બંસી આ વખતે પાસેથી બે પસાર થતી વિદ્યાર્થીનીઓ સામું ખાલી જોયાં જ કરતો હતો.

'આ તો તારી જ નોટ છે!' સુકુમાર ધીમેથી બોલ્યો.

'હોય નહિ!' પોતાના ઉપર અચળ વિશ્વાસ ધરાવનાર બંસી બોલ્યો.

'આ તારા હસ્તાક્ષર નથી?' સુકુમારે બંસીને નોટ બતાવતાં કહ્યું.

'બંસી.' જરા જોરમાં નીચું જોતાં સુકુમાર બોલ્યો.

બંસી જરા ચમકયો: 'ઓ'! અરે, આતો મારી જ નોટ મેં તને આપી, નહિ?'

'કંઇ વાંધો નહિ, પેલી નોટ કયાં છે? બતાવ, તો.' સુકુમારે એ વાત પડતી મૂકીને કહ્યું.

'લે.' બંસીએ ગળામાંથી આ વખતે સુંદર રણકાર કાઢવા પ્રયત્ન કરતાં સુકુમારને–બીજી નોટ આપી.

'રોમીલા કોણ છે?' નોટ ઉપરનું નામ વાંચી સુકુમારે સ્હેજ ચમકતાં પૂછ્યું.

'ચમકવાની કાંઇ જ જરૂર નથી—પારસી—બાનુ છે.' બંસી જમીન, કાળી ડામરની સડક સામૂં જોતાં જોતાં હૃદયના ઉમળકા સાથે બોલ્યો.

'એ—મ' નોટના પાના ફેરવતાં સુકુમાર ધીમેથી બોલ્યો. શાંતિથી બંસી આ વખતે આગળ ચાલતો હતો.

સુકુમાર નોટમાં જોતાં જોતાં કેટલીક વાર અટકયો હતો. પછી તે સ્હેજ હસતો. થોડીવારે જ્યારે તેણે આખી નોટ ઉપર પૂરી નજર ફેરવી નાખી—ત્યારે તે બોલ્યો: 'આમાં તો બહૂ ભૂલો છે.'

'મારે તે ઉતારવાનું છે.' સુકુમારનું વાકય પણ પુરૂં સાંભળ્યા વગર બંસી બોલ્યો.

'તેં આ બાજુ મકાન રાખ્યું છે?' સુકુમાર એક જ રસ્તામાંથી બે રસ્તા પડતા હતા, તે વખતે જમણા હાથ બાજુ વળતો હતો, તે વખતે બીજું કાંઇ પૂછતાં પહેલાં બંસી બોલ્યો.

'હા.'

'તો આજે તો હું જઇશ. ફરી કોઇ વખત—મારે ઉતાવળનું કામ છે.' ડાબી બાજુના રસ્તા તરફ જોતાં જોતાં બંસી ઉતાવળો બની બોલ્યો.

ઓચિંતાને બંસીને આવીને આવી રીતે બોલતાં સાંભળી સુકુમારે બંસી સામૂં જોયું. બંસીની જે તરફ નજર હતી તે તરફ સુકુમારની નજર પડી...જે વિદ્યાર્થીનીને પોતે પ્રિન્સીપાલની ઓફિસમાંથી બહાર નીકળતી વખતે જોઈ હતી...સ્હેજ ઉતાવળમાં ...કદાચ તે જ વિદ્યાર્થીની ડાબી બાજુના રસ્તા ઉપરના એક વૃક્ષ નીચે ઉભી હતી...એમ સુકુમારને લાગ્યું, એટલે તે સ્હેજ હસ્યો. પછી ધીમેથી બોલ્યો.

'સારૂં.'

બંસી તરતજ સુકુમારથી છૂટો પડી એ તરફ જવા લાગ્યો. પણ એટલામાં પાછળથી એક ભાડે ફરતી મોટર આવતી હતી. એ મોટરનો ચેતવણીરૂપ જોરભર્યો વેગ જોઈ બંસી તરતજ અટકી ગયો.

સુકુમાર હજુ ઉભો હતો. તેણે આ જોયું–પેલી મોટર પેલી વિદ્યાર્થીની ઉભી હતી તે વૃક્ષ આગળ આવી જરા જોસમાં અટકી. વિદ્યાર્થીની તરતજ તે મોટરમાં બેસી ગઇ–અને તરતજ મોટર ફરીને ચાલી. બંસીએ આ વખતે જરા દોટ તો મૂકી હતી–અને પછી 'આસ્તે' કહી બૂમ પણ પાડી...' મોટરમાં જગ્યા નથી.' એવું મોટરમાંથી ભાડે બેસવા બદલ પૈસા ઉઘરાવનારે કહ્યું–અને મોટર જરા વધુ વેગમાં ઉપડી.

સુકુમારે હવે પોતાની નજર ફેરવી. પોતાના રસ્તે આગળ ચાલવા માંડયું. તે મનમાં જરા હસ્યો. પછી એક ધીમો નિશ્વાસ નાખ્યો...અને પોતાના જમણા હાથમાંથી ચોપડીઓની ઝોળી ડાબા હાથમાં લેતાં તે પોતાની રોજની ચાલવાની ઢબે જરા ઉતાવળો ચાલવા લાગ્યો.

મોટર ઉપડી ગયા પછી બંસીએ પાછળ નજર કરેલી. સુકુમારને તેણે જતાં જોએલો...તે પણ હવે પોતાના રસ્તે ધીમે ધીમે આગળ જતો હતો.

* * *

[ ૨૧ ]

'બંસી આપણા ઘરની સ્થિતિ સમજીને હવે ખર્ચો કર—મને તારા આ કોટ પાટલુનીઆ જીવનમાં...'

'પણ બાપુ, તો પછી મને નાહક શા માટે કોલેજમાં દાખલ કરાવ્યો ?' પોતાના પિતાને બોલીને અધવચથી બંધ કરીને બંસી જરા જોશમાં પોતાના હાથમાંની ચોપડીઓ હિંચકા ઉપર પછાડતા બોલ્યો.

ત્રણેક માળનું મકાન હતું. છેક નીચેનો ભાગ હતો. ત્રણ ખંડ હતા. સાધારણ સ્થિતિના કુટુંબને જરૂરીયાત પૂરતો જ સામાન જણાયો...પણ...નારે ના.

એક ખૂણો...ત્રણે ઓરડામાંની ગોઠવણ કરતાં જુદો પડી જતો હતો.

નર્યા લાલ—પીળા રંગીન કાગળોમાંથી બનાવેલી શુષ્ક ફૂલોથી શણગારેલ એક ફૂલદાની એ ખૂણામાંના સાધારણ કુટુંબની દૃષ્ટિએ અસાધારણ ટેબલ ઉપર પડી હતી. શ્યામ રંગનું એક ચોરસ મોટું ચળકતું કપડું ટેબલની શોભા બેહદ વધારી દેતું હતું. ઉઘાડવાસના ખાનાઓ શ્યામ કપડા નીચે ઢંકાઈ ગએલાં હતાં. કાર્ડ કવરો

રાખવાનો એક નક્કર નર્યો કાળા શીશમનો ડબ્બો શુષ્ક ફૂલદાની પાસે પડયો હતો. સાધારણ રીતે ઘણાઓને કોઇ જાણીતી અભિનેત્રી અગર યૂરોપીય લેબાશમાં સુંદરતા બતાવતી સ્ત્રીઓના ફોટા રાખવાની ટેવ હોય છે. પણ અહીં ખાસ એવું નહોતું. પોતાના જ ફોટાને બંસીએ ચાંદીની–ધોળી ચળકતી ફ્રેમમાં મઢયો હતો. નાકના ટેરવેથી વીશેક અંશના ખૂણેથી ને જરા વળાંક સાથે બાજુમાં દૃષ્ટિ કરતો માલુમ પડતો હતો. પણ બાજુમાં કોઈ જાણતું નહોતું....અરે, પણ મૂકો એ વાતને.

'ખબર છે? આપણે અહીં આવ્યા ત્યારથી ખર્ચો વધી પડયો છે.'

'એના માટે કાંઇ ઉપાય કરો.' બંસીએ એના પિતાને જ જણાવતાં કહ્યું. પિતા બોલ્યાં: 'ખર્ચો ઘટાડયા સિવાય છૂટકો નથી.'

'હું કયાં ના પાડું છું?' બંસી તરતજ બોલ્યો.

'અણસમજુની માફક આમ બોલે છે તે મને ગમતું નથી. ભણાય શું કોલેજમાં કોટ–પાટલુન પહેરીને આવતાં હશે, નહિ?' સ્હેજ કડક બની ટીકા કરતાં બંસીના બાપુ બોલ્યાં.

'તું તો દર વખતે એમ જ કહે છે ને.' રાંધવા બેઠેલાં બંસીના બા બોલ્યા.

હિંચકા ઉપરથી ચોપડીઓ ઉપાડી પોતાના સુંદર શુષ્ક શણગારેલાં ટેબલ નજીક આવતાં બંસી બોલ્યો.

'હવે મને વાંચવા દેશો?'

'જ્યારે તને કાંઇ કહીએ ત્યારે જ તને વાંચવાનું સૂઝે છે... નહિ?' બંસીના પિતા ભરવા મૂકેલી પાણીની ડોલ બંસીના બા જ્યાં રાંધવાં બેઠી હતી ત્યાં આપવા જતાં બોલ્યાં.

કંટાળાનો એક શ્વાસ છોડતાં બંસીએ કોટ કહાડયો અને ટેબલ આગળ પડેલી લાલ રંગના વારનીસથી સુંદર રંગાએલી ખૂરસીને પાછળના ભાગમાંથી પહેરાવ્યો. પછી પિતાના શબ્દોને

નહિ ગણકારતાં ટેબલ ઉપર પોતાની ચોપડીમાંથી એક બે નોટો ખેંચી કાઢી...એમાં એક નોટ રોમીલાની હતી.

બંસીના પિતા કંઇક જુના–પુરાણા જમાનાના લાગતાં હિંચકા ઉપર આવીને બેઠાં...લમણે હાથ દઇને તેઓ કંઇક વિચારતાં હતાં...પછી તેઓ બોલ્યાં: 'તારે હજુ કયાં સુધી ભણવાનું છે?'

'બે વર્ષ.' પોતાની ધ્યાનસ્થ અવસ્થામાં ભૂલ પડતી હોય તે પ્રમાણે મુખ ઉપર દંભ લાવતાં બંસી ઝટપટ–જલ્દી–તરતજ બોલી ગયો.

'પણ પગાર કેટલો લાવીશ?' કંઇક આશાથી બંસીની પીઠ સામું જોતાં બોલ્યાં.

બંસીએ જે ખમીસ પહેરેલું હતું તે પ્રસ્વેદને લીધે કંઇક ભીંજાઇ ગએલું હતું. બંસીના પિતાએ ભિંજાએલી પીઠ જોઇ.

'એ વખતની વાત એ વખતે–જેવા દિવસો–પૈસા પૈસા શું કરો છો?' કંઇક પોતાની નોટ–રોમીલાની નોટમાં ચિંતનથી બંસી જોતો હશે–તે સ્હેજ જાણે ફ્રારખો પડયો હોય તેમ હાથ પછાડતાં બોલ્યો.

'હશે, આપણે આપણી ફરજ પૂરી કરોને, ભણશે–એની મેળે કમાશે અને પરણશે–બીજું શું?' ધીરજવાળાં બંસીના બા બોલ્યાં.

પછી તરતજ બંસી બોલ્યો: 'બરાબર છે.' બંસીના આ ધીમેથી બોલાએલાં શબ્દો ઉપર નિશ્વાસ ઢાળતાં બંસીના પિતા પણ પછીથી તે જ શબ્દો બોલ્યાં હતાં.

*

'કેટલા વાગે પાછો આવીશ?' પાટલાં ઉપર ઉભા પગે બેસી ઝપાટાબંધ ખોરાક આરોગતાં બંસીને એની બા પૂછતી હતી.

'પણ રોજ કરતાં વહેલો આવીશ કે મોડો'? સ્હેજ જાણવા પૂરતું પણ પૂછવું જોઇએ એ દૃષ્ટિએ કદાચ તેઓ ફરી બોલ્યાં.

'આઠ સાડા–આઠ થશે.' જલ્દીથી ભાખરીનો ટૂકડો પરાણે મ્હોમાં મૂકતાં બંસી બોલ્યો.

'પણ જરા ધીમે ખા. શી ઉતાવળ છે?' બંસીની બાએ બંસીનું આવું વર્તન જોયું એટલે કહ્યું.

'દિવાબત્તી થઇ ગઇ...તને ખબર છે?' પોતાના કામમાં નરી કિંમત ભરેલી હોય તેમ બંસી બોલ્યો.

'ફરવા જવું હશે.' અનુમાન કરતાં તેઓ બોલ્યાં.

'હા, હવે ખાવા દઈશ.' કંટાળો દર્શાવતાં બંસી બોલ્યો.

'ભાઇ—હવે એને કાંઇ પૂછવું જ નહિ.' હજુએ હિંચકા ઉપર જ બેસી રહેલાં બંસીના બાપુ હિંચકેથી ઉભા થતાં બોલ્યાં.

બાજુ ઉપરની ખાલી પડેલી ડોલ તેઓ નળ આગળ મૂકવા જતાં હતાં તે વખતે બંસીને જમતાં પાણી પીવું હશે એટલે પોતાની આજુબાજુ પાણીની શોધ માટે ડાફળીયા મારતો હતો. એ જોઇને બંસીના પિતા બોલ્યાં.

'લે ભાઈ લે—ભરી આપું—શું બાદશાહ બની બેઠા છે!' માટીની ગોળીમાંથી તાંબાના લોટામાં પાણી ભરતાં તેઓ બોલ્યાં.

'કંઈ તો સમજ, તારે માટે છે.'

'એને કાંઇ જ હવે ન કહેશો.' બંસીની બા બોલી રહ્યાં કે તરતજ બંસીના પિતા બોલ્યાં.

ચૂપચાપ બંસી જમ્યા જ કરતો હતો. જમી રહ્યો એટલે હાથ ધોઈ ઉભા થઈ—પેલી ખૂરસીને પહેરાવેલ કોટ પહેરી—બૂટ ચઢાવી...'સાંજ પડેલાં આવી જઇશ.' કહી મકાનની બહાર નીકળ્યો.

'સાંજ હજુ નહિ થઇ હોય.' પાણીનો નળ બંધ કરતાં બંસીના પિતા સ્હેજ આવેશમાં બોલ્યા.

પણ આ વખતે અમુક રીતે જ ચાલવાની પદ્ધતિ પ્રમાણે બંસી ખૂલ્લે માથે કાળા ડામરના રસ્તા તરફ જવા માટે શેરીમાથી જલ્દી બહાર નીકળવા પ્રયત્ન કરતો હોય તેમ લાગ્યું.

સોસાયટીઓ બાજુ એક બંગલા આગળ બંસી ઉભો હતો. કપડાં ઠીક તો હતાં જ છતાં તેને વધુ ઠીક તે કરતો હતો.

બોલી શકવાને તે શક્તિમાન નહિ હોય એટલે બોલી શકાય એવાં બનવા માટે તેણે એક પછી એક—કહીએ તો વારાફરતી બંગલામાં પગલા ભરવા માંડયા.

'રોમીલા...'

'હા છે.' એક વૃદ્ધ હિંદુ નોકર હતો તેને બંસીએ રોમીલા માટે પૂછયું ત્યારે—આ રોમીલાનો બંગલો હતો એમ—બંસીએ જરા નામ જ દીધું કે તરતજ પેલા વૃદ્ધ હિંદુએ યુવકોથી ખાસ જાણીતો હોય તેમ તરતજ જવાબ આપ્યો.

'ઉપર હશે.' અનુમાન કરતાં બંસીએ પૂછયું.

'એમના રૂમમાં...' વૃદ્ધ પારસીએ પોતાનું ઘર—કામ કરવા બાજુએ જતાં કહ્યું.

હવે કંઇક વધારે પડતી હોંશમાં બંસી પગલાં ભરતો હતો. વારા ફરતી દાદરાનું એક એક પગથીયું તે ગણતા ગણતા ચઢતો હોય તેમ લાગ્યું.

સંસ્કારની પ્રતિમા જાણે એના પગલામાં ન હોય ! ખિસ્સામાંથી ઓચિંતાને કંઈક યાદ આવતા બંસીએ રૂમાલ ખેંચી કાઢયો. મ્હોઢા ઉપર ખાસ પ્રસ્વેદ બિંદુઓ નહોતાં છતાં તેણે એ રૂમાલ—ટુવાલ નહિ, હાથ રૂમાલ વડે મુખ સ્વચ્છ—વધુ સ્વચ્છ કર્યું.

જ્યારે બંસી આખો દાદરો ચઢી રહ્યો—ત્યારે ફરી તે જરાવાર અટકયો...'કાઢી નાખવા દે ને.' મનમાં આવુ કાંઈ બોલતાં તેણે પોતાના બુટ દાદરા આગળ કાઢવા માંડયા. કઠેરો ઝાલી અને પછી સ્હેજ ચક્કર—ઘુમ ફરતાં તે અંદરની બાજુ ચાલ્યો. અમુક જ દિશામાં જવાની એની રીતથી જણાઇ આવતું હતું કે તેણે રોમીલાનો રૂમ જોયો હશે.

'બંસી તમે આવ્યાં ખરાં...'

રોમીલા એના રૂમમાં બારણા તરફ દષ્ટિ રહે તેવી રીતે એક ખુરશી ઉપર બેઠી બેઠી એક નવલકથા જેવું કાંઇ વાંચતી હતી. તેણે બંસીને આવેલો જોયો કે તરતજ તેણે પુસ્તક બંધ કરતાં પૂછયું.

'મેં તમને કહેલું હતું-'ને પોતે આગળ વિશ્વાસ આપેલો હતો એમ જણાવતાં બંસી બોલ્યો.

'ઉભા કેમ રહ્યા છો-બેસોને.' બીજી ખુરશી તરફ નજર કરતાં રોમીલા બોલી.

'કઇ ચોપડી વાંચતા હતાં?' ખૂરસીમાં બેસતાં બેસતાં બંસી બોલ્યો.

'બાળપોથી તો નહિ હોય.' જે પુસ્તક પોતે વાંચતી હતી તે પુસ્તક બંસીના હાથમાં મૂકતાં તે બોલી.

'તમે હવે ખૂબ વિનોદી બનતાં જાવ છો.'

'તો તમે મને વિનોદીની કહેજો.'

'ભારતની તાકાત-અને હિંદની સંસ્કૃતિ...લેખક કોણ છે?' પુસ્તકના પાના હવામાં ફેરવતાં ફેરવતાં બંસીએ પૂછ્યું.

'જુઓને, ખબર પડશે.' રોમીલા ઉંચે જોઇ નીચું જોતાં બોલી.

'ઠીક તો...ચાલો ફરવા જઇશું?' કંઇક વિચારી પુસ્તક પાસેના એક નાના સ્ટુલ ઉપર સ્હેજ બેકાળજીથી, ફેંકતાં બંસી અચકાતો અચકાતો બોલ્યો.

'ફરવા? આજે તો તબિયત ઠીક નથી.' જાણે આળસ દૂર કરવા પ્રયત્ન કરતી હોય તેમ હાથના હાવભાવ સાથે રોમીલા બોલી.

'તમે નહિ આવો, નહિ?'

'ના. આજે તમે એકલાં જઇ શકો છો.' ડોક હલાવી, આંખો નચવતાં, રોમીલા બોલી.

'સ્ફૂર્તિ તો બાગમાં આવી શકે.' આડુ અવળું જોતાં બંસી બોલ્યો.

'મારો વિચાર નથી.' ખૂરસી ઉપરથી ઉભા થતાં રોમીલા બોલી.

'તમે તો ખૂબ સુધરેલાં છો ને!' કંઇક અચકાઈ પછી ઝડપથી નીચું જોઇ બંસી બોલી ગયો.

'હું કયાં ના પાડુ છું!' રોમીલા બોલી અને બંસીની બીક ઉડી ગઇ.

કેમ? બંસીના પહેલાંના બોલાએલા શબ્દો વખતે તેના હૃદયમાં ડંખ હતો–કદાચ રામીલા અપમાન તો નહિ કરે ને?

'આ તો તબિયત ઠીક નથી એટલે.' આગળ બોલતાં અને રૂમમાં આંટા લગાવતાં રામીલા બોલી.

'તમે નહિ જ આવો, નહિ?'

'ના.' બંસીના બોલ્યા પછી રામીલા તરતજ બોલી.:

'તો હું જઇશ. આ તો તમે કહેલ કે આવજો–એટલે જ.'

'હું કયાં ના પાડું છું. ફરી કોઇવાર આવજોને.' બંસી અને પછી રામીલા બોલ્યા.

'આવજો ત્યારે–!' ફરી ફરીને એક જ વસ્તુ જણવવા પ્રયત્ન કરતો બંસી રૂમમાંથી બહાર આવ્યો. ધીમે ધીમે સ્હેજ નિરાશામાં તે પગલા ભરતા દાદરા તરફ જતો હતો. જવાની તેની ધીમી ગતિને જોતી રામીલા રૂમના બારણા પાસે ઉભી હતી.

બંસી દાદરા આગળ બુટ પહેરતો હતો તે જોઇ રામીલા સ્હેજ હસી અને પાણી પીવા રૂમમાં ચાલી ગઇ.

* * *

## [૨૨]

નિરાશા જાણે જીવનનું કેન્દ્ર બની ગયું હોય તેવી રીતે નીચી દૃષ્ટિએ ધીમાં પગલે મોહનના બાપુ ધીમેથી પોતાના બંગલાનો ઝાંપો ઉઘાડી અંદર દાખલ થયા.

ચિંતનને લીધે મુખ ઉપર આવેલી ઉંડી વેદનાઓથી ધીમે ધીમે લોહી અને માંસ ઓછા થઈ ગએલાં એમના મુખ ઉપર આપોઆપ જણાઈ આવતાં હતાં.

જાણે પરાણે સ્વસ્થતા જાળવી તેઓ આવતાં હોય તેમ તેમણે બંગલામાં આવવાના નાના નાના ત્રણ–ચાર પગથીયાં ઉપર પગ મૂકયો. શ્વાસ લેવા થોડીવાર ઉભા રહ્યા.

'કેમ તબિયત ઠીક નથી?' કોલેજમાંથી છૂટેલો સુકુમાર પાછળથી આવ્યો. તેણે પૂછ્યું.

'મારી તબિયત તો આજે વર્ષોથી ખરાબ છે.!' નિશ્વાસ નાખતાં તેઓ બોલ્યાં.

'એવું ન બોલો. તે દિવસ મેં રૂમ ભાડે રાખી ત્યારે તો તબિયત સારી હતી.' સુકુમારે જરા દૂરથી પણ મોહનના બાપુની ધીમી ચાલ, નીચું વદન અને ચાલતાં અટકી પડેલ જોઇ કહ્યું.

'મારા જીવનમાં એ છોકરો ન હોત તો હું જીવતો ન હોત.' ફરીને કંઇક નિશ્વાસ નાખતાં એક પગથીયું ચઢતાં તેઓ બોલ્યાં.

'મોહન? મોહન તો હવે સુધરી જશે.' કંઇક પોતાના વિશ્વાસથી આશા આપતાં સુકુમાર બોલ્યો.

'તો હું છુટું.' વેદનાને પોતાની જાતે જ વધારતાં મોહનના બાપુ ફરી ધીમેથી બીજા પગથીયાં ઉપર પગ મૂકતાં બોલ્યો.

'દુઃખ તો સૌ કોઇને હોય. એમાં નિરાશા શી?'

'મારે તો જીવન દુઃખ...'

'ચાલો એવું ન બોલશો.'

'સુકુમાર તને ક્યાં ખબર છે......દશ વર્ષથી હું પીડાતો આવ્યો છુ. પરાણે મેં કેટલીયે વખત આનંદ મેળવવા પ્રયત્ન કર્યો છે. આજ સુધી છોકરાની દરકાર રાખી મેં એને મ્હોટો કર્યો–એને મારી લગારે પડી જ નથી. એ જીવતી હતી ત્યારે...આજે એ જીવતી હોત તો એનું ભાવી આવું ન હોત...ગુન્હેગાર જ હું છું ને... વાંક...વાંક કોનો કાઢું...' સુકુમારના ખભે હાથ મૂકી તેના ઉપર પોતાનું માથું રાખી તેઓ આંસુ સાથે બોલી ઉઠયાં.

'એમાં આવું કરવાનું?'

'કેટલીયે વખત રૂંધાઈ જતાં મારૂં હૃદય આમ રડી ઉઠે છે.'

'હશે, ચાલો અંદર જઇએ.' કંઇક સ્વસ્થતાની જરૂર છે એમ માની સુકુમારે મોહનના બાપુનો હાથ ઝાલી બંગલાના અંદરના ભાગ તરફ ધીમે ધીમે પગલાં ભરતાં કહ્યું.

બરાબર આ વખતે જ અડધી ચડ્ડી અને ટેનીસ પહેરેલ મોહન, એક હાથમાંની નોટને બીજા હાથ ઉપર પછાડતો, કંઇક તાલ મેળવવા જાણે પ્રયત્ન કરતો હોય તેમ ધીમે ધીમે ગાતો બંગલાના ઝાંપામાં થઇને દાખલ થયો.

સુકુમાર અને પોતાના બાપુને સાથે ચાલતાં જોયા એથી કાંઈ એના ચહેરા ઉપર લગીરે ફેરફારો નહોતાં થયા. એજ ઢબમાં એ જ

રીતે ગાતો ગાતો તે તેમની નજીક પણ આવી ગયો. આ વખતે સુકુમારે એના બાપુનો હાથ પોતાના હાથમાં રાખતા સુકુમાર બોલ્યો. ‘ તમને સ્હેજ તાવ પણ આવ્યો છે. ’

‘ કોને, બાપુને ? ’ સુકુમાર બોલ્યો એટલે તરતજ મોહને સાંભળ્યું હશે એટલે તે બોલ્યો.

‘ હા. જા પાણી લઇ આવ. ’ સુકુમારે મોહન સામૂં કંઇક લાગણીથી જોતાં કહ્યું.

‘ લાવું. ’ મોહન અંદર જવા લાગ્યો. એના બાપુ આ વખતે મોહનને જોઇ રહ્યાં હતાં.

હરહમેંશ જે બિછાના ઉપર મોહનના બાપુ સૂઈ જતાં હતા ત્યાં સુકુમાર અને તેઓ આવી ગયા—એટલે મોહનના બાપુ ત્યાં ધીમેથી બેસી ગયાં.

એટલામાં મોહન પાણી લઇને આવ્યો અને પોતાના હાથે જ તેના બાપુને આપવા લાગ્યો. આ વખતે સુકુમાર મોહન સામૂં કંઇક વધુ લાગણીથી જોવાં લાગ્યો.

વ્યક્તિત્વની અસરથી મોહન સુકુમારના શબ્દોને માનતો થઇ ગયો હતો.

‘ તું પાને. ’ ધીમેથી સુકુમાર બોલ્યો. મોહન કાંઈ વધુ ન બોલતાં પોતાની જાતે પોતાના પિતાને પાણી પીવરાવવાં લાગ્યો. હજુએ મોહનના બાપુ મોહન સામૂં જોતાં હતાં.

થોડીવારે મોહનના બાપુએ નજર ફેરવી. આ વખતે સુકુમાર તેમની સામું જોતો હતો. મોહનના બાપુની નજર ભીંતે લટકાવેલ એક આશરે પચ્ચીશેક વર્ષની યુવતીની છબી તરફ હતી.

થોડીવારે મોહનના બાપુએ એક નિશ્વાસ નાખ્યો અને નીચે જોવા લાગ્યાં.

‘ તમે હાથે કરીને તબિયત બગાડો છો. ’ સુકુમાર આ વખતે ધીમેથી બોલી ગયો.

'મને કાંઈ સમજ નથી પડતી.' નીચું જોઇને તેઓ બોલ્યા હતા.

'બનવાનું હતું એ બની ગયું...એમાં શું?' સુકુમાર કંઇક હિંમતથી બોલ્યો. મોહનના બાપુએ આ વખતે એક નિશ્વાસ નાખ્યો અને મોહને પેલી પોતાની બાની છબી તરફ નજર કરી. પછી મોહન પણ જાણે કંઈક વિચારમાં પડી ગયો હોય તેમ લાગતું હતું.

'મોહનની તો હવે ચિંતા જ ન કરશો. એની જવાબદારી હું લઈ રહ્યો છું ને?' ગંભીર ભાવમાં મોહન સામું જોતાં જોતાં સુકુમાર બોલ્યો.

લાગણીના ભાવથી આ વખતે મોહનના બાપુ સુકુમાર સામું જોઈ જ રહ્યાં.......

* * *

[ ૨૩ ]

બહૂ જ આછા વિજળીના અજવાળામાં સુકુમાર વાંચતો હતો...આ વખતે નજીકમાં કોઈ ટાવર હશે...સાતના ટકોરા સંભળાયા.

'હવે તો હું રોજ તમારે ત્યાં આવીશ' નીલા આવી હતી. સુકુમારની પીઠ પાછળ ઉભાં ઉભાં તે બોલી.

ચોપડીમાં જ જોતાં જોતાં ધીરેથી હસતો સુકુમાર બોલ્યો.

'હું કાંઈ દિલરૂબા નહિ શિખવું.'

'ભલે.' નીચે સુકુમારની નજીકમાં જ બેસતાં નીલા બોલી.

'નીલા, મઝામાં છે ને?' બાજુ ઉપરથી નીલા સામું જોતાં સુકુમાર બોલ્યો.

'અને સુકુમાર?' પ્રશ્ન પૂછતી નીલા પણ હસતાં બોલી.

'શી નવાજુની?' ચોપડી બંધ કરતો સુકુમાર બોલ્યો.

'બધી બહુ.' હસતાં નીલા બોલી.

'તું બહૂ જ આનંદમાં આવી ગઈ છે, નહિ?' સુકુમાર નીલાના ભાવભર્યા ચહેરા તરફ જોતાં જોતાં બોલ્યો.

'હું આનંદમાં આવું એ સુકુમારને નથી ગમતું?' ગંભીર બનીને નીલા બોલતી હોય તેમ લાગ્યું.

'બસ. હવે નહિ પૂછું.' ફરી પેલી ચોપડી ઉપાડતાં સુકુમાર બોલ્યો.

પણ નીલાએ આ વખતે સુકુમારના હાથમાંથી પેલી ચોપડી લઈ લીધી. સુકુમારે ખેંચતાણ નહોતી કરી.

'આજે તો ઘેર ડોકટર બોલાવવા પડયા હતા.' નીલા સુકુમારને કંઇક નવું કહેવા માટે હેતથી બોલી.

'પછી?' પહેલાં નીલા સામું અને પછી નીલાના હાથમાંની પોતાની ચોપડી સામું જોતાં સુકુમાર બોલ્યો.

'ભાનુ ઉતાવળમાં દાદરો ઉતરતો હતો, તે પડી ગયો.' લગારે હસ્યા વીના નીલા બોલી. સુકુમાર ધીમું હસી ગયો હતો.

'બહૂ વાગ્યું છે?'

'હાથ ઉતરી ગયો છે.'

'જમણો કે ડાબો?'

'જમણો...' સ્હેજ હસતાં નીલા બોલી.

'પણ...હાથ ઉતરી ગયો તેમાં ડોકટર બોલાવવાની શી જરૂર?' કંઇક પૂછવાનું હોય તેમ અગાઉથી નક્કી કરી રાખેલું હોય તે પ્રમાણે સુકુમારે પૂછ્યું.

'સાસુજીએ ડોકટરને-ડોકટરને કહીને એમની તરફ જોતાં બૂમો પાડી અને 'તેઓએ' ડોકટરને ટેલીફોન કર્યો.' પોતાના હાથમાંની સુકુમારની ચોપડીને ઉઘાડ-વાસ કરતાં કરતાં નીલા બોલી.

'હું તબિયત જોઇને જ આવી છું.'

'કેમ છે?'

'મહીને આરામ થશે.'

આ વખતે સુકુમાર ફરીને સ્હેજ હસ્યો. નીલા સુકુમાર સામું જ જોઇ રહી હતી.

'મારી સાથે વાતો કરવી ખૂબ જ ગમે છે–નહિ?' સુકુમાર નીલા સામું હસતાં હસતાં બોલ્યો.

'તો હું બીજા કોની સાથે વાતો કરું?' ગંભીર-ભાવે નીલા બોલી.

'દિલરૂબા નથી?' તરતજ સુકુમાર બોલ્યો.

'છે.' એક નિશ્વાસ નાખતાં નીલા બોલી.

'દિલરૂબા નથી ગમતી?'

'ગમે છે.' તરતજ નીલા બોલી.

'આવડતી નથી, નહિ?' સુકુમાર નીલા સામું જોતાં બોલ્યો.

'ભલે ન આવડે. મારી પાસે રહી.' નીલા કંઇક અવળું સમજતાં બોલી.

'મારે નથી લઇ લેવી.' સુકુમાર નીલાને સમજતાં બોલ્યો.

'તમે લોજનું જમો છો તે શરીર નહિ બગડે?' સુકુમારની સંભાળ બતાવતાં નીલા બોલી.

'તું અહીં આવી છે-પણ સાસુજી વઢશે નહિ?' અનુમાન કરી હસતાં સુકુમારે પૂછ્યું.

'મને કોઈજ વઢનાર નથી.' ગંભીર પણ નિર્ણયી ભાવે નીલા બોલી.

'વઢનાર નથી?'

'ના.'

'કોઈજ?'

'ના.'

છેલ્લે સુકુમાર ખૂશી થતો હોય તેમ લાગ્યું.

'અમે તો બે ત્રણ દિવસ પછી લોજનું બંધ કરીને હાથે બનાવી જમવાના છીએ.' સુકુમાર નીલાના પ્રશ્નને યાદ કરતાં બોલ્યો.

'હું તમારી સાથે જ રહું? હું બનાવી દઇશ.' હસતી નીલા બોલી.

'હમણા નહિ.'

'તો ક્યારે?' નીલાએ સુકુમારની સામું ભાવનામયી દૃષ્ટિએ જોતાં પૂછ્યું.

'હું ભણી રહું પછી.'

'તો ભલે, ભણવાનું મૂકી દો ને...'

'ત્રણેક માસ બાકી છે...ન ભણું!' સુકુમાર નીલાને સમજીને બોલ્યો.

'ના, ના, એટલું તમે ભણી લો. પછી આપણે સાથે જ રહીશું.'

'સમાજ?'

'હું તો નથી ડરતી.'—સુકુમાર પોતે—કેમ ડરે છે—એમ જણાવતાં નીલા બોલી.

'તમે ન હોત તો...' નીલા ગંભીર બનતા બોલી.

'એવું નહિ બોલવાનું.' સુકુમાર તરત જ વચ્ચે બોલ્યો.

'શું કહીને અહીં આવી છે?' તેણે આગળ પૂછયું.

'તમને મળવું છે એમ કહીને...' હિંમતથી જાણે પોતે પોતાના સાસુજીને એવું કહ્યું હોય તેમ અહીં પણ હિંમત લાવીને નીલા બોલી.

'હજુ તો પહેલી જ વખત છે.' સુકુમાર સમાજને સમજતો બની બોલ્યો.

'કોઈ બચકા તો નથી જ ભરી શકવાનુંને?' નીલા બોલી.

'બળવાખોર.' સુકુમાર બોલ્યો.

'એમાં બળવાખોર શેનાં?' નીલા ફરી ગંભીર બનતાં બોલી.

'આવ મોહન, ત્યાં કેમ ઉભો રહ્યો છે?' મોહનને બહાર ઉભો રહેલો દેખી સુકુમાર તેના તરફ જોતાં બોલ્યો.

'આ 'મોહનને' તમે ભણાવો છો?' કંઈક વ્યંગમાં નીલા મોહન સામૂં જોતાં બોલી.

'હા.'

'તો હું હવે જાઉં?' મોહનના દેદાર જોતાં જોતાં નીલા બોલી.

'ભલે.'

'પાછું તમારે ભણાવવામાં અગવડ પડેને!' નીલા ઉભી થતાં બોલી.

આ વખતે નીલા સામૂં જોઈ સુકુમારે એક નિશ્વાસ નાખ્યો. નીલાએ તે નિશ્વાસ પણ સાંભળ્યો હતો. નીલા જતી હતી.

*

'મોહન, તું કહેતો હતો કે–મારો ભાઇબંધ પણ આવવાનો છે. એ કેમ ન આવ્યો?' સુકુમાર બોલ્યો.

'બરાબર ભણજે. મારા ખાતર નહિ તો ઇશ્વરની ખાતર.' મોહનના પિતા આ વખતે અહીં આવ્યા. મોહન સામૂં જોતાં તેઓ બોલ્યા. મોહને એમને કંઇજ જવાબ ન આપ્યો. થોડીવાર પછી સુકુમારને મોહને કહ્યું.

'એનો આવવાનો વિચાર નથી?'

'કોણ? મહંમદનો—ભણવાને?' મોહનના બાપુ નીચે બેસતાં બોલ્યાં.

'અહીં શેતરંજી ઉપર બેસો.' મોહનના બાપુને નીચે બેસતાં દેખી, સ્હેજ આઘા ખસતાં સુકુમાર બોલ્યો.

'મુસલમાન હશે.' મહંમદ શબ્દથી અનુમાન કરતાં, મોહન સામૂં જોતાં સુકુમાર આગળ બોલ્યો.

'હા.' જાણે મુસલમાન છે એમ કહેતાં શરમ આવતી હોય તેવી રીતે નીચું જોતાં તે બોલ્યો.

એ શરમમાં મુસલમાનનું વ્યક્તિત્વ તો નહિ હોય ને?

'એમાં ગભરાય છે શા માટે...મોહન? એ કયાં રહે છે? જો આટલામાં જ રહેતો હોય તો બોલાવી લાવ.'

'અહીં નજીકમાં જ રહે છે.' મોહન ઉતાવળમાં બોલ્યો. તરતજ મોહનના બાપુ બોલ્યા.

'તું તો કહેતો હતો કે એનો આવવાનો વિચાર નહોતો...' મોહનના બોલવાના હાવભાવ મોહનના બાપુ સમજ્યા હશે?' 'તે મુસલમાન છે એટલે હું એને નહિ ભણાવું એમ મોહને

માન્યું હશે. પણ 'મોહન' અને 'મહંમદ' તો એક છે.' જલ્દીથી સુકુમાર મોહન સામું જોતાં બોલ્યો.

'જા, બોલાવી લાવ.'

ધીમેથી મોહન ઉભો થયો. રૂમ બહાર જઇ તે દોડયો—મહંમદને બોલાવવા.

મોહનના ગયા પછી ઉધરસ ખાતા ખાતા મોહનના પિતા બોલ્યા.

'એના ભાઇબંધો પણ મુસલમાન.'

'મુસલમાનની ભાઇબંધી ન કરાય?' સ્હેજ આશ્ચર્યથી સુકુમારે પૂછ્યું.

જરા ચકિત થતાં મોહનના પિતા બોલ્યા: 'પણ દોસ્તદાર તો સારો હોવો જોઇએને? કંઇક તો લાયકાત હોવી જોઇએને?'

'અલબત, એ બરાબર છે. પણ જો આપણામાં લાયકાત હોય તો આપણા દોસ્તદારોમાં આપણાથી લાયકાત ન લાવી શકાય?' સુકુમાર તરતજ બોલ્યો.

'પણ મોહનમાં કયાં લાયકાત છેજ તે?' એક સત્ય ઉચ્ચારતાં હોય તેમ મોહનના પિતા બોલ્યા.

'જગતમાં સૌ લાયકાત મેળવીને જ આવ્યા છે. પણ કોણ જાણે કેમ હાથે કરીને, કપટમાં, અનીતિમાં ઉતરીને લાયકાત ગુમાવે છે. મોહનમાં પણ લાયકાત હતી. તેણે ગુમાવી તો તેથી શું થઈ ગયું? એ લાયકાત લઇને જ આવ્યો, માટે એનામાં લાયકાત આવવાની જ.' સુકુમાર જરા ઉતાવળમાં બોલી ગયો.

'તમારો ધર્મ કયો?'

'મારો ધર્મજ નથી. સૌનો એકજ ધર્મ.' મોહનના બાપુએ ધર્મ વિષે પૂછ્યું અને સુકુમાર તરતજ હસતાં હસતાં બોલ્યો. 'ધર્મ વગર તો ચાલે? ધર્મ છે તો ન્યાતજાત છે.' મોહનના બાપુ આશ્ચર્ય સાથે બોલ્યા.

'અને ન્યાતજાત છે તો રૂઢિ છે, નહિ?' તરતજ સુકુમાર બોલ્યો.

'રૂઢિ ખોટી છે?'

'હું આજની રૂઢિને તો ખોટી જ કહું છું. રૂઢિની સાચી રીતો જ ભૂલાઈ ગઈ છે.'

'ફરી એવું બોલતા નહિ, નહિતર સમાજમાં રહેવું ભારે થઈ પડશે.' રૂઢિથી ગભરાતાં મોહનના બાપુ બોલ્યા.

'સમાજ શું કરશે? રૂઢિ અને સમાજ તો જુદા છે. રૂઢિ ખરાબ અને વગોવવો સમાજ...કેમ?' સુકુમાર બેધડક જરા આવેશમાં બોલ્યો.

'પણ મર્યાદામાં તો રહેવું જોઇએને?' જરા અચકાઈ મોહનના પિતા બોલ્યા.

'મર્યાદા, મર્યાદા કરી તમારો સ્વભાવ પણ તમે મર્યાદિત કરી નાખ્યો,...નહિ? નહિતર તમને મારી વાતોમાં તરત જ સમજ પડી જાત.' સુકુમાર જરા હસતાં હસતાં બોલ્યો.

'રૂઢિ છે તો વળી કંઈક વ્યવસ્થા છે.'

'હું ક્યાં ના કહું છું, ભૂલાએલા માર્ગ ઉપરથી સાચા માર્ગ ઉપર આવીને રૂઢિને સાચવોને.' સુકુમાર તરત જ બોલ્યો.

'સાચા માર્ગ કેટલા? ક્યાં?' ફરીથી ઉધરસ ખાતાં મોહનના પિતા બોલ્યા.

'નીતિ, નિયમિતતા, દયા, સત્ય, અહિંસા, ધીરજ, સહાનુભૂતી, લાગણી...........'

'આ મહંમદ આવ્યો!' સુકુમાર હજી પુરૂં બોલી પણ નહોતો રહ્યો તે પહેલાં મોહનના પિતા મોહન અને મહંમદને આવતાં જોઈ, બોલી ઉઠયા.

સુકુમારે આ વખતે એક નિશ્વાસ નાખ્યો હતો. મહંમદે આ વખતે મોહનના પિતા સામું જરા ત્રાંસી નજરે જોયું. સુકુમારે આ જોયું અને તે જરા હસ્યો. તે મનમાં બોલ્યો: 'શા માટે હાથે કરીને આમ ત્રાંસી નજરના ભોગ બનતાં હશે?' પોતાના જ મનમાં પૂછાએલા પ્રશ્નનો ટૂંકા મનને જોઇએ તેવો જવાબ ન મલ્યો એટલે ફરીને સુકુમારે નિશ્વાસ નાખ્યો.

'ચાલો, અત્યારે તમે બન્નેને ભણાવો. હું તો જઈશ.' મોહનના બાપુ ઉઠતાં ઉઠતાં બોલ્યા.

સુકુમારે આ વખત ત્રીજી વખત નિશ્વાસ નાખ્યો. તેણે મોહન પાસે પાણીની માગણી કરી અને મહંમદે બાજુ ઉપરની માટીની માટલી તરફ જોવા માંડયું. મોહને તેને અટકાવ્યો પણ આવું જોઇને સુકુમાર સ્હેજ હસતાં હસતાં બોલ્યો. 'ભલેને એ પાણી લાવે.'

મહંમદે પછી સુકુમારને પાણી આપ્યું. સુકુમારે પાણી પીધું. પાણી પીતાં પીતાં તેણે મોહન અને મહંમદ સામૂં કંઇક ભાવભીની દૃષ્ટિ કરી.

બાજુ ઉપરની ખૂલ્લી બારીમાંથી ધીમે ધીમે અને પછી જરા જોરથી પવન આવ્યો. પછી એકદમ વાતાવરણ સ્વચ્છ અને શાંત બની ગયું. જાણે કે 'સંપીલું.'

આ વખતે પેલા નજીકના ટાવરમાં આઠના ટકોરા એક પછી એક વાગ્યાં.

સુકુમારે એ વખતે રૂઢિને યાદ કરી. પછી મનમાં બોલ્યો: 'મારાં વિચારોને અનુમોદન આપતાં આ ટાવરના ટકોરા થયાં—' હું ઇચ્છું છું એવું જ હવે બનશે...નહિ?'

પણ ફરીને સુકુમારે એક નિશ્વાસ નાખ્યો. આ વખતે મોહન અને મહંમદ ભણવા માટે તૈયાર થઈ સુકુમારની નજીકમાં બેસી ગયાં હતાં. સુકુમારની જમણી બાજુએ મહમદ હતો-ડાબી બાજુએ મોહન...

'કંઇક ભણાવવા' માટે સુકુમારે પોતાના ખિસ્સામાંથી પેન્સીલ કાઢી.

—પણ પેન્સીલ સામૂં જોતાં સુકુમાર સ્હેજ હસ્યો. સુકુમારના સામૂં આ વખતે મહંમદ જોતો હતો. તે 'કંઇક' સુકુમારના હસવાનું કારણ સમજી ગયો અને તેણે પોતાની તાજી જ નવી લખવા માટે તૈયાર કરેલ પેન્સીલ સુકુમારને આપી. આ વખતે લાગણીના આભારથી સુકુમાર મહંમદ સામૂં જોઇ જ રહ્યો.

* * *

[ ૨૪ ]

ગ્રામોફોનની રેકાર્ડો વગાડવાનું ભાનુને ખૂબ જ મન થતું હોય તેમ લાગતું હતું. એનો ભાંગી ગએલો જમણો હાથ ગળેથી લટકતી લુગડાની ઝોળીમાં હતો. એના ડાબા હાથે તે ગ્રામોફોન ઉપર રેકાર્ડ ચઢાવતો, એક જ હાથે ચાવી આપતો અને ભૂંગળા આગળ કાન રાખી તે 'હસવા જેવું–હોય તો 'હસવા જેવું' અને 'ગાન' હોય તો 'ગાન' સાંભળતો. તાલમાં પણ તાલ મીલાવતાં એને આવડતું હોય તેમ એના કેટલીક વખતના હોઠ ફફડાટથી જણાઇ આવતું હતું.

નીલા એક નાની પાથરેલી શેતરંજી ઉપર બેઠી બેઠી કોઇ સારૂ પુસ્તક વાંચતી હતી. ચોપડીના જેકેટ ઉપર પુસ્તકનું નામ લખ્યું હતું. 'મારે–ખાતર.' કંઈક ગંભીર વદને નીલાએ તે પુસ્તકનું એક પાનું પુરૂં વંચાઈ ગયું હશે એટલે ફેરવ્યું. ધીમેથી એક નિશ્વાસ નાખી અને તેણે બીજે પાનેથી વાંચવાની શરૂઆત કરી.

આ વખતે ભાનુની રેકાર્ડ પૂરી થઇ. તેના એક હાથે તેણે રેકાર્ડ ઉપાડી...પણ ગ્રામોફોનની થાળી ફરતી હતી. એટલે ભાનુએ તે બંધ કરવા ઉતાવળા બની ભાંગલા હાથને થાળી તરફ

વાળ્યો. પણ એ હાથ, ડાબા હાથમાંની પેલી 'રેકાર્ડ' ઉપર સ્હેજ અથડાયો. 'રેકાર્ડ' ઉછળીને જમીન ઉપર પડી. અહીં લીપણ નહોતું. કપચીના અહીં તો રંગ એટલે 'રેકાર્ડ'ના ત્રણ ચાર ટૂકડા થઈ ગયાં !

નીલાએ આ વખતે ઉંચુ જોયું. જરા પણ હસ્યા વગર અગર કાંઈ પણ બોલ્યાં વગર ફરીને તેણે કિતાબમાં જોઇ આગળ વાંચવાં જ માંડયું...

ભાનુએ જરા ઉંચી નજર કરીને નીલા સામૂં જોયું, પણ નીલાને ચૂપ જોઇ પોતે પણ ચૂપ બની ગયો, અને મનમાં જરા બોલ્યો:

'નીલાને હજુ ખબર પડી ગઈ હોય તેમ લાગતું નથી.'

આસ્તે રહીને પછી ભાનુએ ભાંગેલી રેકાર્ડની વ્યવસ્થા કરી નાખી...પછી જાણે 'વાજુ' સાંભળી સાંભળીને પોતે કંટાળી ગયો હોય તેમ 'હવે વાજુ નથી વગાડવું.' એમ જાણે નીલાને સંભળાવવા જ બોલતો હોય તેમ બોલી ગયો અને પછી...

'મને તો હવે થાક લાગ્યો. હું તો હવે સૂઈ જ જઉં છું.' કહીને અંદરના ઓરડા તરફ જતાં જતાં નીલાને કહ્યું.

નીલા આ વખતે કિતાબમાં જોતાં જોતાં સ્હેજ હસી હતી.

'ભાનુ નથી ?' નીલા પુસ્તક વાંચતી હતી. એ વખતે જ સુકુમાર આવ્યો–તેણે નીલાનું પોતાના તરફ ધ્યાન ખેંચવા નીલાને કહ્યું.

નીલાએ દિવાલ ઉપરની ઘડિયાળ સામૂં જોતાં જોતાં કહ્યું: 'બહૂ જ વહેલા પરવારીને આવ્યાં. !'

'શું કરૂં ? રાત્રે મોહન અને મહમદને બાર એક વાગ્યા સુધી ભણાવ્યા...એટલે.'

'સ્હેજ મોડા ઉઠાયું.' નીલાએ હસીને સુકુમારનું વાકય પુરૂં કરી નાખ્યું. પછી ફરીથી તે આગળ બોલી.

'દશ વાગ્યા...અરે પણ તમે તો ભાનુની તબિયત જોવાં આવ્યાં છો...નહિ?' નીલા સુકુમારના પહેલાંના શબ્દોને યાદ કરતાં બોલી.

'જોવાં નહિ સાચવવાં!'

'હું–હા–બરાબર હું નથી સાચવતી માટે...' સુકુમાર કંઇક આશ્ચર્ય લાગે એવું બોલ્યો એટલે નીલા કંઇક અચકાઇને બોલી.

'હું એવું કયાં કહું છું.?' હજુએ સુકુમાર ઉભો જ હતો. ઉભા–ઉભા જ તે આમ બોલી ગયો.

'ભાનુ–ભાનુ.' નીલાએ આ વખતે પોતાના ઓરડા તરફ જરા દૂરથી પોતાના સાસુજીને આવતાં જોયાં એટલે કંઇક ભાવથી ભાનુને બૂમો પાડી.!

'કેમ નીલુ?'

ભાનુ પોતાનો જમણો હાથ સંભાળતાં તરતજ બહાર આવ્યો.

આ વખતે સુકુમારે નીલા સામૂં જોયું. પછી તેણે એક નિશ્વાસ નાખ્યો.

નીલા તે જોઈ ગઇ એટલે તેણે પણ ધીમો નિશ્વાસ અને ગંભીરતા ધારણ કરી.

'કેમ–તમને ફાવે છે ને?' નીલાના સાસુજી દાંત વગરના એમના મ્હોઢામાં સોપારી ચાવતાં ચાવતાં આવ્યાં હતાં. તેઓ બોલ્યાં.

'તમારી કૃપાથી જ ને!' સુકુમાર ધીમેથી સાસુજી સામૂં જોઇ હસતાં બોલ્યો.

'એ તો એક બીજાને મદદ કરવી જોઇએ.' જમીન ઉપર પલાંઠો લગાવતાં નીલાના સાસુજી બોલ્યાં.

'બરાબર છે.' પહેલાં સુકુમાર, પછી પોતાના ગણાઈ ગએલાં સાસુજી સામૂં જોતાં જોતાં નીલા બોલી.

'જુઓને, ભાનુને ઠેસ વાગીને પડયો ને વાગ્યું.' પોતે જોઇ શકતો હતો છતાંએ સુકુમારને નીલાના સાસુજીએ કહ્યું.

'હા. જણાય છે તો ખરૂં!' હસીને સુકુમાર બોલ્યો. પોતાના હાથમાંની કિતાબને બંધ કરતાં નીલા પણ આ વખતે સ્હેજ હસી હતી.

'કિશોરીલાલ નથી?' કિશોરીલાલને યાદ કરતાં કરતાં સુકુમાર બોલ્યો.

'એના બજારમાં કંઈક આજે તો ધમાલ છે–એટલે ક્યારનો તે ગયો છે.' નીલાના સાસુજી બોલ્યાં.

આ વખતે નીલા પોતાની ચોપડી સામૂંજ જોઇ રહી હતી. સુકુમારે તે જોયું અને પોતે કિશોરીલાલ માટે જે હસીને પૂછ્યું હતું, તે હાસ્ય પોતાના મુખ ઉપરથી દુર થઈ ગયું અને સુકુમાર કંઈક ગંભીર બની ગયો. નીલા તેની ચોપડી સામૂં ગંભીર વદને જોતી હતી. કદાચ મુખપૃષ્ઠ ઉપરના પેલાં 'મારે–ખાતર' છાપેલાં શબ્દો પણ વાંચતી હોય.

'આજથી જ અમે તો હવે હાથે જમવાનું બનાવવાનું નક્કી કર્યું છે.........'

નીલા સામૂં જોતાં પછી સુકુમાર બોલ્યો. નીલાએ તરતજ ઉંચુ જોયું અને તે બોલી. 'આજે શું રાધ્યું છે?'

'આજના જમણમાં? મારે જમવાની જરા ઉતાવળ હતી એટલે ખિચડી.' સુકુમાર સ્હેજ હસતાં બોલી ગયો.

'હાથે ફાવે છે?' વધારે કાંઇ નહિ પૂછતાં પોતાના બન્ને હાથને પોતાની બન્ને બાજુ લંબાવી જમીન ઉપર મૂકતાં નીલાના સાસુ બોલ્યાં.

'રવિવારે જન્માષ્ટમી આવે છે–ફિલ્મ–બિલ્મ જોવા આવવું છે કે નહિ?' એક બાજુ ઉભેલો શાંત ભાનુ પોતાની શાંતિને પરાણે છોડતાં બોલ્યો.

'જન્માષ્ટમી?...મારો વિચાર બની શકે તો નાનકડો મેળાવડો કરવાનો છે–મારાં થોડાં ભાઇબંધો આવે અને જરા મઝા આવે.'– બની શકે તો–એટલાં શબ્દો ઉપર ભાર મૂકતાં સુકુમાર બોલ્યો.

'અહીં જ રાખીશું.' તરતજ નીલા બોલી. નીલાના સાસુજી આ વખતે નીલા સામૂં જોઇ જ રહ્યાં

'તો–તો–મઝા આવશે.' ભાનુ તરતજ બોલી ઉઠ્યો.

નીલા આ વખતે પોતાની પેલી 'મારે–ખાતર' નામના પુસ્તકના પાના કંઈક આનંદ–ચહેરે ફેરવ્યા કરતી હતી.

સુકુમારે આ જોએલું. પછી તે બોલ્યો: 'તો હવે હું જઇશ.' આ શબ્દો સુકુમાર બોલ્યો ત્યારે તેણે નીલાના સાસુજી સામૂં જોયું હતું.

સુકુમાર ધીમા પગલે જતો હતો–નીલા આ વખતે તેના ભરાતાં પગલાં સામૂં નહોતી જોતી. પોતાની કિતાબમાં મુખપૃષ્ઠ ઉપર જોયા કરતી હતી 'મારે–ખાતર' મનમાં કંઈક તે આવું બોલી હતી.

*　　　*　　　*

[ ૨૫ ]

કેટલાક ખૂબ જ પાતળા યુવાન વિદ્યાર્થીઓ જોદ્ધા જેવા દેખાવા પ્રયત્ન કરતાં 'આધુનિક અશક્તિ'ને ખ્યાલમાં લાવ્યા વગર કોલેજના ઝાંપા આગળ પીવાઈ ગએલ સીગારેટના ઠૂંઠા નાંખી મ્હોમાં પાન ચાવતાં કમર ઉપરના પાટલુનના પટાને ઉપર ચઢાવતાં, રોફબંધ ચોપડીઓને બગલમાં ભીડતાં, ભલ ભલા યુવાન શક્તિશાળી સૈનિક કરતાં પણ પોતે ભવ્ય છે એમ બતાવતાં, કલામય રીતે એમના ખૂબ જ કોમળ જણાતા અશક્ત પગલાં ભરતાં હતાં. 'તમે શું ધારો છો? એ રાધા જબરી છે. ગઈ કાલે પેલો નવો જ યુવાન આવેલો તેની સાથે વાતો કરતી હતી!' પરાણે ગાલ ફુલાવતાં મ્હોઢામાં પાનના ડુચાને એક ખુણામાંથી બીજા ખુણામાં ધકેલતાં એક બહાદુર યુવક, બીજા એક કેડમાંથી સ્હેજ વાંકા વળી ગએલા યુવાન સાથે વાતો કરતો હતો.

'જો, જો, એ રાધા આવે છે...પણ કોની સામૂં જોઇને હસી?' કેડમાંથી સ્હેજ વાંકો વળી ગએલ યુવાન બોલ્યો.

'તારા સામૂં જોઇને તો નથી જ હસી.'

'તારા સામુ જોઇને પણ નથી હસી, સમજ્યોને?'

સ્હેજ દૂરથી રાધા આવતી હતી. સામી બાજુએથી એ જ વખતે કોલેજનો વખત હોવાથી સુકુમાર આવતો હતો. બન્ને સ્હેજસ્હાજ એકબીજાની સામૂં જોતાં હસેલાં.

'એ જ–પેલો નવો વિદ્યાર્થી.'

'બન્ને સાથે જ આવ્યા લાગ્યા છે.'

'અહીં થઇને જાય એટલે જરા બૂમ પાડજે. સીધા જ થઇ જાય. ભણવા આવે છે કે પ્રેમ કરવા?' પાનના ડુચાને ફરીથી બીજી દિશામાં ધકેલતાં પેલો સુક્કો યુવાન બોલ્યો.

'એ...રાધાકૃષ્ણ.'

સુકુમાર અને રાધા સાથે સાથે કોલેજમાં દાખલ થયાં તેજ વખતે નીચું જોતાં–કદાચ સુકુમારનું પહાડી શરીર જોઇને જ–કેડમાંથી જરા વાંકો વળી ગએલ યુવાન બોલ્યો.

રાધાએ અને સુકુમારે સાંભળ્યું. રાધાનું મુખ જરા ગંભીર બની ગયું. સુકુમારે સ્હેજ ગુસ્સાભર્યા ચહેરે પોતાની ગરદન ઉપરનું મસ્તક જરા જોશમાં ફેરવ્યું. આ વખતે તેના માથાના વાળ પણ સ્હેજ ઉછર્યાં હતાં...પણ સુકુમારે જ્યાં આવી રીતે પેલા બે ભડવીરો સામે નજર ફેંકી ત્યાં તો તે બહાદૂરોએ ધબ દઇને પોતાની નજર સુકુમાર અને રાધા તરફથી ઉચકી નવી જ દિશા તરફ દોડાવી મૂકી.

બીચારા બીકણ!

રાધા આ વખતે સ્હેજ હસી હતી.

સુકુમાર થોડીવાર સૂધી કાંઈજ બોલ્યો નહિ. પછી તેણે રાધા સામૂં જોઈ આગળ ચાલતાં કહ્યું: 'મારે લીધે તમારે સાંભળવું પડયું.'

'એ નફ્ફટ બનેલાં એમાં શું?' એક છૂપો આદર્શ વિચાર બતાવતાં સુકુમારને રાધાએ કહ્યું.

'બંસીની ચાલચલગત કેવી લાગી ?' જરા દૂર બંસીને પોતાની તરફ જોતો દેખી ફરી રાધાએ આગળ પૂછયું.

સુકુમારે જવાબ આપતાં પહેલાં એક નિશ્વાસ નાખ્યો. 'જેવું જેનું ઘડતર.' સુકુમાર બોલ્યો.

'બંસીની વાતો તો એને ઉલ્લુ બનાવતી રોમીલા પાસેથી મને ખૂબ જાણવાની મળે છે. !' રાધા કંઇક નવું કહેતાં બોલી.

'એ કોણ છે ?' રોમીલાને સ્હેજ ભૂલી જતાં સુકુમાર બોલ્યો. કદાચ આ વખતે સુકુમાર બંસીના વિચારોમાં હોય.

'તમે આવશો ? એ તો બહુ સારી છે. પારસી છે છતાં બધાં માટે તેને એક જ ભાવના છે. આપણી જન્માષ્ટમી વખતે કોલેજમાં રજા છે. એટલે તે 'ફીસ્ટ' કરવાની છે. કેટલાંયને તેણે આમંત્રણ આપ્યાં છે–તમે આવો તો...હું જ તમને આમંત્રણ આપી દઉં છું...' ઝડપથી રાધા બોલવાં જ લાગી પણ વચ્ચે સુકુમાર બોલી ઉઠયો.

'પણ મેં નીલાને ત્યાં મેળાવડો રાખ્યો છે...હું તમને આવવા અને નીલા સાથે ઓળખાણ કરાવવાનો વિચાર કરતો હતો.' સુકુમાર પોતાનો અગાઉથી કંઇ નક્કી કરી રાખેલો વિચાર જણાવતાં રાધાને કહેવા લાગ્યો.

'નીલા કોણ છે ?' સુકુમારને રાધાએ પૂછયું. આ વખતે બન્ને વર્ગ સુધી લગભગ આવી ગયાં હતાં એટલે સુકુમાર બોલ્યો.

'તમે આવજોને. હું ઓળખાણ કરાવડાવીશ.'

'ના. તમે જ નીલાને લઇને......આપણે બધા રોમીલાને ત્યાં સાથે જ જઇશું.' છુટાં પડતાં વર્ગમાં દષ્ટિ કર્યા વગર, રાધા બોલી.

આ વખતે વર્ગમાં રોમીલા ઉભી હતી. તેનું ધ્યાન પોતાનું નામ રાધાને મૂખે બીજાને કહેતાં સાંભળી રાધા તરફ ખેંચાયું હતું.

રાધા જેવી સુકુમારથી છૂટી પડી વર્ગમાં દાખલ થઈ તેજ વખતે રોમીલાએ રાધાને પૂછયું. 'રાધા, એ કોણ છે ?'

'બહુજ સરસ સ્વભાવ છે.' સુકુમારને વખાણતાં, 'એ કોણ છે?' એનો ઉત્તર આપ્યા વગર જ રાધા બોલી.

'આપણી પ્રીસ્ટમાં બોલાવજે.'

'આવશે.'

*

સુકુમાર રાધાથી છૂટો પડી આજુબાજુ દષ્ટિ ફેરવવા લાગ્યો.

પોતાને કદાચ અહીંનું વાતાવરણ સ્હેજ અજાણ્યું તો નહિ લાગતું હોયને?

'કેમ, કુમાર શું વાતો કરી?' બંસીએ ઓચિંતાને પાછળથી આવી પીઠ ઉપર 'ધબ્બો' લગાવતાં કહ્યું.

'મસ્તી ન કર.' જરા કડક નજરથી સુકુમાર બોલ્યો.

'વાહ રે! પૂછીએ પણ નહિ?' સિનેમાઓ અગર તો પછી નાટકો જોઈ જોઇને અગર તો ગમે તેમ હો, પણ બંસીની ઉછળી આવતી છટા ભલભલા કલાકારોને મુખમાં આંગળાં કદાચ પકડાવી દે. એનો એ દંભ જોઇને સુકુમારને કહેવાનું મન થયું કે, 'દંભ અને કલા જુદા છે.'

'આ ખુરસી કોણે ઉંધી કરી નાખી હશે?' એમ વર્ગમાં દાખલ થતાં બંસીએ પૂછ્યું.

'વિદ્યાર્થીઓએ!'

'તને તો હજુ ક્યાં ખબર છે? અહીંનું વાતાવરણ તો એવું સરસ છે...બસ તોફાન કરો. પ્રોફેસરોને એટલા તો ચિઢાવવા... અને અમારામાં સંપ પણ એટલો જ. કોઈ કોઈનું નામ જ ન લે.'

ફિલ્સુફીથી ભરપુર તત્વ સુકુમાર આગળ બંસીએ છોડયું.

'પ્રોફેસરોને ચિઢવવામાં ફાયદો શો? ભણવા આવો છો કે...'

'તને હજુ સમજ પડતી નથી.' સુકુમારને બંસીએ અટકાવ્યો અને તે બોલ્યો.

આ વખતે સુકુમાર વિચારમાં પડયો. 'જેવો સંપ તેઓ તોફાન કરવામાં રાખે છે તેવો જ તેઓ સ્વતંત્ર બનવામાં રાખે તો...'

પણ એની વિચારધારાને બંસી તોડતાં બોલ્યો. 'રોમીલા અને રાધા વાતો કરે છે. બન્નેને સંબંધ બરાબર થઈ જાય તો મઝા પડે.' કંઇક લુખ્ખા ભાવહીન ચહેરે વર્ગમાં રોમીલા અને રાધાને સાથે વાતો કરતાં જોઇ, બોલ્યો.

સુકુમારે આ સાંભળ્યું. જરા આવેશમાં તેણે બંસી સામી નજર કરી બોલ્યો. 'બન્નેને બહુ જ સારો સંબંધ છે.'

'તને કોણે કહ્યું?' સુકુમાર શા માટે આવું બોલ્યો તે જાણ્યા અગર સમજ્યા વગર બંસી બોલ્યો.

'રોમીલાએ તને એના મેળાવડામાં આમંત્રણ નથી આપ્યું?' એક નવો વિચાર આવતાં સુકુમારે પૂછ્યું. 'ન...ક્યારે મેળાવડો છે?' પોતાનું પહેલાનું કોઇ વ્યક્તિત્વ હણાઇ જતું બંસીને લાગ્યું. 'જન્માષ્ટમી ઉપર.' સુકુમાર નીચું જોતાં વિચારીને બોલ્યો.

'એ...મ.' આગળ કાંઈ પણ બોલ્યા વગર વિચારતાં હોય તેવો ચહેરો જણાવતાં બંસી ચૂપ જ રહ્યો.

આ વખતે વિદ્યાર્થીઓને ચેતવણીરૂપ રણકાર થયો અને એટલામાં પ્રોફેસર પણ આવ્યા. 'આવો...આવ્યા કે.' કેટલાક બેહદ વધારે પડતાં ગણાઈ ગએલાં તોફાની છોકરાંઓએ તેમને આવા શબ્દોથી આવકાર્યો. 'કોણ બોલ્યું હશે–' એવો એકાદ વિચાર પ્રોફેસર સાહેબને આવ્યો હશે એટલે તેઓએ આવતાની સાથે જ ચોતરફ દૃષ્ટિપાત કરવા માંડ્યો.

એક વિદ્યાર્થી ઉપર તેમને કંઈક શક ગયો. તેઓ તે વિદ્યાર્થી બેઠો હતો તે તરફ જવા લાગ્યાં...પણ વિદ્યાર્થી?

વર્ગમાંથી ઉઠીને વર્ગ બહાર ચાલ્યો જતો હતો.

'ભણવા આવ્યા છે...caward (બીકણ)' સ્હેજ આવેશમાં પ્રોફેસર સાહેબ બોલ્યા. પણ તેમણે પોતાનો ઇતિહાસનો વિષય શરૂ કરી દીધો હતો.

*

'આપણે સાંજે એમના રહેઠાણે જ જઇશું.'

'તેં એમનું મકાન જોયું છે?'

'ના. પણ એમની સાથે જ જઈશું.'

'તારે અને એમની......એમનું નામ શું?'

રીસેસ પડી હતી. કૉલેજના ચોગાનમાં એક મોટું વૃક્ષ હતું. તે વૃક્ષ નીચે ઉભાં ઉભાં કેટલીક વિદ્યાર્થીનીઓ અંદર અંદર વાતો કરતી હતી. એમાં રાધા પણ હતી અને રોમીલા પણ હતી.

સુકુમાર અને બંસી આ વખતે ચોગાનમાં સાથે ફરતાં હતાં. એ વખતે કંઇક યાદ કરતાં રાધાએ રોમીલા સાથે વાતો શરૂ કરી હતી.

'સુકુમાર.'

'બંસી જોડે શા માટે ફરતાં હશે?' સુકુમારને બંસી સાથે ફરતો દેખી રોમીલાએ પૂછયું.

'એ મને શી ખબર, પણ તું એમ જ કરને. બંસીને તારા ત્યાં આવવા જ શા માટે દે છે? એક વખત સાફ ના પાડી દે, પછી આવે જ નહિ!' કંઇક આવેશમાં રાધા બોલી ગઇ.

'આ વખતે મેળાવડામાં એને બધા વચ્ચે હેરાન કરી મૂકીશું.' કંઇક હસતાં હસતાં રોમીલા બોલી.

'રોમીલા, તારૂં ગુજરાતી સરસ થઇ ગયું, નહિ?'

'જન્મથી જ અહીં રહું છું, પછી ન આવડે?'

'તો તારી માતૃભૂમિ માટે તને પ્રેમ ખરો?' રાધાએ સ્હેજ હસતાં પૂછયું.

આ વખતે એક વિદ્યાર્થી પોતાની સાયકલ ઉપર બેસી ચોગાનમાં સાયકલના ચક્કરો લગાવી રહ્યો હતો. એની સાયકલના આગળના ભાગ ઉપર ત્રિરંગી ધ્વજ જોઇને રાધાએ કદાચ પૂછયું હશે. 'તને તારી માતૃભૂમિ માટે પ્રેમ ખરો કે નહિ?' રોમીલાએ પોતાનું હૃદય ન બતાવતાં રાધાને જ એવા પ્રકારનો પ્રશ્ન કર્યો.

'માતૃભૂમિ માટે પ્રેમ કેમ ન હોય? ગુલામીમાં સડવું કોને ગમે?' રાધા ફરી કંઈક આવેશમાં બોલી.

'બસ ત્યારે.' પોતાને પણ માતૃભૂમિ માટે પ્રેમ છે, એમ દર્શાવી દેતાં રોમીલા બોલી.

'...તારે અને સુકુમારને કેવી રીતે સંબંધ બંધાએલો?' ફરીને જરા દૂર ફરતાં સુકુમાર ઉપર દૃષ્ટિ પડતા રોમીલાએ રાધાને પૂછ્યું.

'અમે નાનપણથી જ સાથે ભણેલાં.' રાધા કંઈક ગમતું બોલતી હોય તેવી રીતે બોલી.

'છેક બાળપોથીથી?' સ્હેજ હસતાં રોમીલા બોલી.

'હા.'

'તું એમને સુકુમાર કહીને બોલાવે છે?' રોમીલાએ બીજો પ્રશ્ન કર્યો.

'નાનપણમાં જ્યારે અમે સાથે ભણતાં હતાં ત્યારે તો ખૂબ જ તોફાન કરતાં હતાં. એ વખતે તો મને યાદ નથી. પણ જ્યારે અમે સ્કૂલમાં આવ્યા ત્યારે હું ભાઇ કહીને બોલાવતી. મને તો એ...હા નાનપણમાં મને સુકુમાર 'રાધુડી' કહીને બોલાવતો. જો કે એ વખતે હું મારવા દોડતી. પણ પછી એ મને મારી જાય.' હસતાં હસતાં રાધા ઝડપથી બોલી ગઈ.

રોમીલા આ વખતે ખૂબ હસી. તેણે ફરીથી દૂર ફરતાં સુકુમાર તરફ દૃષ્ટિ કરી.

'—પણ ત્યારે કેમ પૂછવું પડયું કે 'શું કહીને બોલાવતી હતી?' કંઈક યાદ કરતાં રાધા બોલી.

'મારે?' પ્રશ્ન કરતાં રોમીલા આગળ બોલી: 'તું બોલાવે એજ રીતે હું પછી બોલાવી શકું ને!' સ્હેજ હસીને રાધા સામું તાકતાં રોમીલા બોલી ગઇ.

'એમ.' જાણે રોમીલા આગળ લાડ કરતી હોય તેમ રાધા બોલી.

'તું બહુ જબરી છે.' રોમીલાને વર્ગ તરફ જવાનું મન થયું હશે એટલે તેનો હાથ ખેંચતાં ખેંચતાં તે બોલી.

રોમીલા આ વખતે ધીમું હસતી હતી.

રાધા આ વખતે ધીમું હસતી હતી.

કેટલીક વિદ્યાર્થીનીઓ આ વખતે આ બન્નેના સામૂં કંઈક આશ્ચર્યથી જોઈ જ રહી હતી.

'રોમીલા, જો બધા તારી રીતભાતથી ચકિત થતાં આપણને બન્નેને જોઇ રહ્યાં છે.'

'ભલેને જુએ. એમણે કદાપી એવો આનંદ જ નહિ મેળવ્યો હોય.' રોમીલા સમાજથી બેપરવા બનતાં બોલી.

પછી ફરીને થોડીવાર ચૂપ રહી આગળ તે બોલી.

'આપણે સાંજે એમને ત્યાં જઇશુંને?'

'મેં ઘર નથી જોયું–સાથે જ જઇશું. પણ ઘેર જતાં મોડું નહિ થઈ જાય?' કંઇક સ્હેજ વિચારતાં રાધા બોલી.

'–છોને થાય.' રોમીલા બોલી.

'મને કદાચ ઘેર વઢે.' રાધા અચકાતા બોલી.

'બીકણુ...આપણે તો નિર્દોષ છીએ. પછી શું?'

'કાલે જઇશું. મારી બા અને મોટાભાઈ બન્ને સુકુમારને સારી રીતે ઓળખે છે. એટલે જવાની પણ મને રજા આપશે.' કંઈક વિચારી રાધા બોલી. આ વખતે તેના મુખ ઉપરનો આનંદ ઓછો થઇ ગયો હતો.

'ભલે.' રોમીલા પણ કંઇક નીરાશ બનતી હોય તે પ્રમાણે બોલી.

'પરમ દિવસે પછી તેઓ પણ તારે ત્યાં આવવાના જ છેને?' ફરી કંઇક યાદ કરાવતાં આગળ ચાલતા રાધા બોલી.

'સુકુમાર એકલા છે, નહિ?'

'ના. કોઇ નીલા છે.' રાધા વિચારીને બોલી.

'ઠીક. ત્યારે કાલે જઈશું.' વર્ગમાં દાખલ થતાં થતાં રોમીલા સ્હેજ હતાશ થતાં બોલી.

વર્ગમાં આ વખતે કેટલાંક વિદ્યાર્થીઓ ગમે તેમ બેસીને ગમે તેવાં ગપાટાં હાંકતાં હતાં. 'સ્વરાજ લેવું હોય તેણે માતૃભૂમિ માટે પ્રેમ રાખવો જોઇએ.' એક વિદ્યાર્થીની નજર રોમીલા ઉપર પડી, એટલે તે બીજા વિદ્યાર્થી સામે જોતાં જરા જોરમાં બોલ્યો. બીજા વિદ્યાર્થીને આ વિદ્યાર્થીની આવી રીતભાતમાં કંઇક 'તત્ત્વ' દેખાયું એટલે તે બોલ્યો: 'ખરી વાત છે.'

આ વખતે એ બન્ને વિદ્યાર્થીઓની પાગલાઇ ઉપર હસતાં હસતાં રોમીલાએ રાધાને કહ્યું: 'ચાલ, આપણે બહાર જતાં રહીએ.'

રાધા પણ રોમીલાની માફક જ ધીમું હસતાં વર્ગ બહાર ચાલી. બરાબર આ વખતે સુકુમાર અને બંસી વર્ગમાં દાખલ થયાં.

રોમીલાએ તે જોયું પણ તેણે રાધાને કંઇ કહ્યું નહિ અને તે રાધા સાથે વર્ગ બહાર ચાલી ગઈ.

*　　　*　　　*

[૨૬]

'અમે તમારે ત્યાં આવીએ તો વાંધો તો નથી ને?' કોલેજમાં સૌને ભણવાનો વખત પૂરો થયો ત્યારે રાધાએ સુકુમારને પૂછ્યું.

રાધાની સાથે આ વખતે રોમીલા ઉભી હતી.

સુકુમારની સાથે આ વખતે બંસી ઉભો હતો.

'હું, તમારૂં કંઈ સન્માન નહિ કરૂં.'

'ભલે.'

'કેમ રોમીલા, તમે પણ આવો છો?' છાતી ઉપર હાથ મૂકતાં મૂકતાં બંસીએ બહાદુરીપૂર્વક પૂછ્યું.

'હા. તમે આવવાના છો?' રોમીલાએ સામો પ્રશ્ન કર્યો. રાધાએ આ વખતે સુકુમાર સામું જોયું. સુકુમારે આ વખતે રોમીલા સામું જોયું.

'વિચાર તો નહોતો, પણ તમે બધા સાથે છો એટલે......'

'—આવીશ.' રોમીલાએ સ્હેજ વેધક દૃષ્ટિ કરતાં બંસીનું અધુરૂં વાક્ય પુરૂં કરી નાખ્યું. 'મેળાવડો તમારે ત્યાં છે, નહિ? કેટલા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ આવવાના છે?' સુકુમારે પૂછ્યું.

'પચાશ એક તો થવાના, નહિ?' રાધા સામું જોતાં રોમીલા બોલી.

કોલેજના ઝાંપા બહાર આ વખતે બધાં નીકળી ગયાં હતાં. કેટલાંક વિદ્યાર્થીઓ અને કેટલીક વિદ્યાર્થીનીઓની નજરમાં 'રાધા અને સુકુમાર' 'રોમીલા અને બંસી' આવી ગયા હતા અને તે પણ 'કડવી નજરમાં.'

*

એકલી નીલાને વળી આજે કંઈ વિચાર આવ્યો હશે અને તે સુકુમારવાળી પેલી દિલરૂબા લઈને બેઠી હતી. કોઈની પણ હાજરી તે વખતે ત્યાં ન હતી. ભાનુ એક બાજુએ પડેલાં પેલા પલંગ પર ઘોરતો હતો અને સાસુજી?...એમના રાખેલાં બધા નોકરો પાસે બધું નવું જ આવેલું અનાજ મોટા પીપોમાં ભરાવતાં હતાં. એમનું સ્વામિત્વ એમના હુકમોમાં જણાઈ આવ્યા વગર નહોતું રહેતું... અને નીલા?

નીલા તો હસતી હતી પેલી દિલરૂબા સામું જોઈને જ. જાણે ગમત કરતી હોય તેમ દિલરૂબા જાણે કોઈ જીવંત વસ્તુ હોય તેમ જરા ઉર્મિમય બની એક આંગળી વડે દિલરૂબાનો તાર ખણખણાવી તરતજ ઝડપથી આંગળી અદ્ધર કરી લેતી હતી અને પછી ધીમેથી હસી પડતી.

નીલા જ્યારે એની દિલરૂબા સાથે આવી રીતે વાતો કરતી હતી, તેજ વખતે ઓચિંતાને કિશોરીલાલ અહીં આવી ચઢયા. એમનો ચહેરો કંઈક લાલચોળ જણાતો હતો. કપડાની અસ્ત્રી પણ ઉડી ગઈ હતી. બહુ જ અસ્વસ્થ જણાતાં હતાં. બારણુ આગળ તેઓ ઉભાં રહ્યાં હતાં. તેમણે નીલાને જોઈ અને નીલા જાણે પોતાનામાં કોઈ અહીં ભંગાણ પડાવા આવ્યું છે, એમ જાણી ગઈ હોય, તેમ ઓચિંતાને એની નજર પણ કિશોરીલાલ ઉપર પડી. નીલાએ કંઈક ગંભીરતા ધારણ કરી...કદાચ અહીં એકાંત છે માટે...પણ પછી?

કિશોરીલાલને નહિ ગણકારતાં તરતજ તેણે દિલરૂબા સામૂં જોવા માંડયું. અને કિશોરીલાલથી કદાચ આ સહન નહિ થયું હોય અગર ગમે તે હોય, તેઓ એકદમ બોલી ઉઠયાં...અત્યંત આવેશમાં.

'તારી દિલરૂબાને મૂકવી છે કે નહિ? કેટલી વખત તને કહે? મારી તો જરાયે કિંમત જ નથી...કેમ? હું શું કરૂં? મારૂં સામૂં જોઇને તેં કદાપી પૂછ્યું કે 'તમને કેમ છે?' બજારમાંથી આવું ત્યારે કદાપી મારી સામૂં જોઈ હસીને વાત કરી છે? મૂકી દે છે કે નહિ તારી દિલરૂબાને?' ઝડપથી આટલું બધું તે બોલી ઉઠયાં. નીલા–બહાદુર નીલા–ગભરાઈ ગઈ. કદાચ સમજી પણ ગઇ હોય કે કોઇ કારણસર કિશોરીલાલ ખૂબ જ આવેશમાં આવી ગયા છે. તે ધીમેથી પણ કંઇક ભાવમાં બોલી: 'મારી દિલરૂબાએ તમારૂં શું બગાડયું છે?'

'કપાળ...' જોશમાં પોતાના કપાળ ઉપર હાથ પછાડતાં કિશોરીલાલ ગાજી ઉઠયા. ભાનુ પલંગ પરથી ઝબકી ઉઠયો... જાગી ઉઠયો.

'શું છે?...શું...છે? કેશુ શુ થયું?' બહુજ ઝડપથી દાદરા ચઢતાં ચઢતાં નીલાના સાસુજી દોડી આવ્યાં. એમની નજરમાં નીલા આજે ગુન્હેગાર ગણાઇ.

'મારી દિલરૂબા એમને નથી ગમતી.' કિશોરીલાલ કંઈ જવાબ આપે, બણુચક બની ગએલો ભાનુ કાંઇ બોલે એ પહેલાં નીલા સ્વસ્થતા જાળવતાં બોલી.

'કેશુ...કેશુ...તને આજે આમ કેમ? શું થયું છે?'

'મૂકને બધી માથાકુટ...બજારમાં મારૂં ગમે તે થાય. મારી ક્યાં કોઈને દરકાર જ રાખવી છે?' પોતાની માતાને પણ નહિ ગણકારતા કિશોરીલાલ બોલી ઉઠયા.

નીલા આ વખતે દિવ્ય લાગતી હતી. તે ઉભી હતી, કિશોરીલાલ આવ્યા ત્યારની...પણ એની અડગતા? એને ભવ્ય તેજસ્વી બનાવી મુકતી હતી. બેફીકરાઈ એનામાં જણાઈ આવતી હતી 'પોતાની

દિલરૂબાનું પોતે રક્ષણ કરી શકે એમ છે' એવી કોઇ અદૃશ્ય ભાવના એનામાં સમાએલી હોય એમ જણાતું હતું. કિશોરીલાલ આ વખતે નીલાની નજીક આવી શક્યાં ન હોતાં. અધવચ સુધી તેઓ આવેલાં અને તેમની માતાના બોલાએલા શબ્દોથી તેઓ રોકાઈ ગયાં હતાં. ફરીને કદાચ તેઓ આગળ વધત પણ...નીલા?

પણ નીલાની દૃઢતાએ—નીલાની અડગતાએ, નીલાની દિવ્યતાએ—નીલાની કોઈ અદૃશ્ય શક્તિએ—ગમે તે હો પણ પછી કિશોરીલાલને આગળ આવવાનું મન જ ન થયું. નીલાને જ્યારે લાગ્યું કે કિશોરીલાલ હવે આગળ આવી શકે એમ નથી, 'પોતાની અદૃશ્ય ભાવનાનું' પ્રતિબિંબ–તેજ કિશોરીલાલને આંજી શક્યું છે. એ જોઇ નીલાએ પોતાની દિલરૂબા સામું જોયું. પછી તે મનમાં બોલી: 'દિલરૂબાની શક્તિ.'

અને ઓચિંતાને આ વખતે દાદરા ઉપર થઇને કોઈ ત્રણચાર વ્યકિતઓ ઉપર આવતી હોય તેમ લાગ્યું. વાતચાતનો ધીમો ગણગણાટ પણ આ વખતે સંભળાઈ આવતો હતો અને પેલો બબુચક જેવો ઉભેલો ભાનુ પોતાનો ભાંગેલો હાથ સંભાળતો 'કોણ આવે છે' તે જોવા દાદરા બાજુ, બારણા પાસે આવી, દૃષ્ટિ કરવા લાગ્યો.

અને ભાનુએ 'સુકુમાર......?......?......?' અને બીજી ત્રણ અજાણી વ્યકિતઓને જોઈ. એ ત્રણ અજાણી વ્યક્તિઓમાં એક બંસી, એક રાધા અને એક રોમીલા હતી. રોમીલાએ આ વખતે પારસી યુવતીનો પોષાક પહેર્યો હતો. સુકુમારનું વ્યકિતત્વ તો કોઈ ઓર જ હતું. સૌથી પહેલાં તે દાદરાના પગથીયાં ચઢીને ઉપર આવ્યો હતો. ઉપર આવતાની સાથે તેણે ભાનુને જોયો અને પ્રશ્ન પૂછ્યો. 'કેમ ભાનુ, તબિયત તો...કેમ વિચારમાં પડી ગયો છું?' ભાનુના મુખ ઉપર 'પેલી' અસર જણાતી હતી અને સુકુમારે ભાનુની ખબર પૂછવા માંડી, તે વખતે તેને લાગ્યું હશે.

ગમે તે હો, સુકુમારે પોતાના ભાવી બોલવાના શબ્દો ફેરવી ભાનુને જરા આશ્ચર્યથી પૂછ્યું. આ વખતે બધાં ઉપર આવી ગયાં હતાં.

ભાનુ કાંઇ ન બોલ્યો. ભાનુનો ચહેરો આ વખતે બદલાઇ ગયો હતો. તેણે પેલા ઓરડા તરફ તરતજ નજર કરી અને ઓરડા તરફ સુકુમાર વિગેરેએ ચાલવા માંડયું. સુકુમારનો ચહેરો આ વખતે ખૂબ જ ગંભીર અને વિચારોનાં અનુમાનોમાં પડયો હોય તેમ લાગતો હતો.

બારણા પાસે બધાં આવ્યાં. સુકુમારે બારણા આગળ ઉભાં ઉભાં અંદર નજર કરી. ફક્ત નીલાનું મુખ જ પોતાની તરફ હતું. કિશોરીલાલની પીઠ તેને દેખાઈ. કિશોરીલાલના માતુશ્રી કિશોરીલાલને જાણે કંઇ બન્યું હોય અને આશ્વાસન આપતાં હોય તેમ લાગતું હતું. નીલા અને સુકુમારની નજર જ્યાં ભેગી થઈ કે તરતજ નીલાએ પોતાના હાથમાંની દિલરૂબા તરફ જોવા માંડયું. આ વખતે ફરીને તે મનમાં બોલી ઉઠી: 'દિલરૂબાની શક્તિ!'

સુકુમારને આખીએ પરિસ્થિતિનો સ્હેજ તો ખ્યાલ આવી ગયો. તેણે ધીમેથી હસતાં કિશોરીલાલ સાંભળી શકે તેવી રીતે બધાની સાથે જ અંદર પ્રવેશ કરતાં પૂછ્યું: 'કેમ...કિશોરીભાઈ?'

આ વખતે રાધા, બંસી અને રોમીલા પણ આવું વર્તન જોઇ જરા વિચારમાં પડી ગયાં હતાં અને આવા પ્રતિબિંબ વખતે સુકુમારની આવી રીતે બોલવાની ઢબ જોઇને વધારે વિચારમાં પડી ગયા હોય તેમ, તેમના મુખ ઉપરથી જણાઈ આવતું હતું.

કિશોરીલાલ સ્હેજ તો કંઇક સ્વસ્થતામાં આવી ગયાં હતાં. તેમણે તરતજ સુકુમાર તરફ દૃષ્ટિ કરી. તેમના માતૃશ્રીએ પણ તરતજ સુકુમાર તરફ દૃષ્ટિ કરી. તેમણે બન્નેએ બીજી ત્રણ અજાણી વ્યક્તિઓને જોઇ.

'આ બન્ને તો નીલાના ઓળખીતા છે.' સુકુમાર જાણે શું બન્યું છે તે જાણતો ન હોય તે પ્રમાણે રાધા અને રોમીલાને બતાવતાં બોલ્યો. નીલા આ વખતે સ્હેજ વિચારમાં પડી ગઇ. પણ

પછી ?...'કેમ મઝામાં છોને ?' નીલા સુકુમારને બરાબર સમજી ગઇ હોય તેમ બોલી ઉઠી. રાધા અને રોમીલા તો સ્તબ્ધ બની ગયાં હતાં. પણ છતાંયે ફરીને હસતાં હસતાં નીલા બોલી : 'કેમ, મને ભૂલી ગયાં ?'

બંસી પણ આ વખતે વિચારોની ગડમથલમાં પડયો હતો.

કિશોરીલાલને આ વખતે કંઈ સુઝ ન પડી હોય તેવી રીતે પલંગ તરફ તઓએ ચાલવા માંડયું. એ જોઇને તરતજ સુકુમાર 'ચાલાકી તો પાર પડી.' એમ મનમાં બોલી ઉઠતાં કિશોરીલાલ સાંભળે તેવી રીતે બોલ્યો : 'કેમ, તબિયત ઠીક નથી ?'

પણ કિશોરીલાલ કંઈજ જવાબ આપે તે પહેલાં નીલાના સાસુજી બોલી ઉઠયાં : 'બજારમાંથી આવ્યો છે ત્યારનો અસ્વસ્થ જણાય છે.'

પલંગ પર બેસતાં બેસતાં કિશોરીલાલે આ શબ્દો સાંભળ્યાં. તેમણે એક નિશ્વાસ નાખ્યો. મનમાં તે આવું કંઈક બોલી ગયાં. 'હા...બજારમાંથી અસ્વસ્થ બનીને આવ્યો છું.'

'ભાનુ, પાણી તો પા.' સુકુમારે ચૂપચાપ ઉભાં રહેલાં ભાનુ તરફ જોતાં કહ્યું.

'નોકરો કયાં જીવતાં નથી.' તરતજ નીલાના સાસુજી બોલી ઉઠયા.

'--પણ આવા વખતે ગમે તે પાણી લાવે તો એમાં શું ? જરા સમજવું જોઇએ.' છેલ્લુ વાકય સુકુમાર નીલા સામૂં જોતાં જોતાં બોલી ગયો હતો. નીલાએ આ વખતે એક નિશ્વાસ નાખ્યો.

પલંગ પર બેઠાં બેઠાં કિશોરીલાલે સુકુમાર તરફ આ વખતે કંઈક સુદષ્ટિ કરી હોય તેમ જણાઈ આવ્યું. તેઓએ પણ આ વખતે એક નિશ્વાસ નાખ્યો હતો.

ભાનુ આ વખતે પાણી લેવા ચાલ્યો ગયો.

'તમે સાથેના ખંડમાં બેસો, બેસવું હોય તો.' નીલાના સાસુજીએ નીલા સામૂં જોઇને બધાંને કહ્યું.

નીલાએ એ માન્યું પણ ખરું. ગંભીર ભાવથી તે બોલીઃ ' હા, ચાલો.'

રાધા, રોમીલા અને બંસી વિચારોમાં પૂરા લીન બની ચાલતાં હતાં. સૌથી આગળ નીલા હતી. રાધાના મુખ ઉપર આ વખતે એક અદસ્ય ભાવના હતી. રોમીલાના મુખ ઉપર પણ એક અદસ્ય ભાવના આ વખતે હતી. બંસીના મુખ ઉપર આ વખતે એક અદસ્ય ભાવના હતી. ફક્ત નીલા સ્હેજ હસતાં હસતાં આગળ ચાલતી હતી. નીલા કંઈક વિચારી મનમાં બોલી ઉઠીઃ 'સુકુમારનું વ્યક્તિત્વ કેવું ?'

*

'શું બન્યું હતું ?' ધીમે રહીને સુકુમારે બધાંના ગયા પછી કિશોરીલાલની સામૂં જોતાં પૂછયું.

'કાંઇ નહિ !' એક ધીમો નિશ્વાસ નાખતાં તેઓ બોલ્યા.

ભાનુ આ વખતે પાણી લઇને આવ્યો.

ભાનુના હાથમાંથી સુકુમારે પવાલું લઇ લીધું. તેણે કિશોરીલાલના હાથમાં તે આપતાં કહ્યુંઃ 'હોય, એમાં શું ?' કંઇ બન્યું હશે એવું અનુમાન કરતાં સુકુમાર બોલ્યો.

કિશોરીલાલે પાણી પીધું. પછી તેઓ કંઇક સ્વસ્થતામાં આવતાં હોય તેવું જણાયું. પછી તેઓ બોલી ઉઠયાંઃ 'મારી જ ભૂલ થઇ.' આગળ કંઇ જ વધુ ન બોલતાં ઓચિંતાને પલંગ પર કિશોરીલાલ પડયા.

'અરે...અરે...' કિશોરીલાલના માતુશ્રી અને સુકુમાર બન્ને સાથે બોલી ઉઠયા.

કિશોરીલાલે આ વખતે પલંગમાં પડયા પડયા એક વધુ નિશ્વાસ નાખી દીધો.

એટલામાં બાજુ ઉપરના નાનકડા સ્ટુલ ઉપર શોભી રહેલા ટેલીફોનની ઘંટડી વાગવી શરૂ થઈ ગઈ. કિશોરીલાલે તે સાંભળી

પણુ તેઓ ઉઠયા નહિ. સુકુમારે, કંઈ કલ્પના કરતો, શું અવાજ આવે છે, તે સાંભળવા ટેલીફોનનું રીસીવર ઉઠાવ્યું.

—જ્યારે સુકુમારે રીસીવર હતું તે સ્થાને પાછું મૂકયું તે વખતે તેના ચહેરા પર કંઈક સ્પષ્ટ ભાવનાઓ ઉપસી આવી. સુકુમારે પલંગ ઉપર સુતેલા કિશોરીલાલ તરફ કંઇક લાગણીનો નિશ્વાસ નાખ્યો.

'શું હતું?' કિશોરીલાલના માતુશ્રીએ સુકુમારને પૂછ્યું. ભાનુ તો આ વખતે કંઈક દિગ્મૂઢ બની એક ખુરસી ઉપર બેસી ગયો હતો.

'કાંઇ નહિ.' તરતજ સુકુમાર બોલ્યો. ફરીને આ વખતે તેણે કિશોરીલાલ તરફ નજર નાખી. કિશોરીલાલે આ વખતે સુકુમાર સામૂં જોયું.

'અઢી લાખની ખોટ...ગઇ.' પ્રાયશ્ચિત કરતી વખતે જેવી ભાવના મુખ ઉપર હોય છે તેવી ભાવના બતાવતા કિશોરીલાલ બોલ્યા. આ વખતે સુકુમારે ફરીને એક નિશ્વાસ નાખ્યો. ખુરસીને બરાબર ટેકો દઇ બેઠેલો ભાનુ સ્હેજ કિશોરીલાલના આવા શબ્દો સાભળી ટટાર બની ગયો.

કિશોરીલાલનાં માતુશ્રી આ વખતે કંઈજ ન બોલ્યાં. તેમનો ચહેરો બદલાઈ ગયો હતો. ભાનુ આ વખતે બંગલાની 'શોભા' નીરખી રહ્યો હતો. 'હવે આ સરસામાનનું શું થશે?' મનમાં તેણે પ્રશ્ન કર્યો.

'ચાલો, ધીરજ રાખો. ફરીને મેળવી શકાશે. એ તો તમારો વેપાર જ એવો છે.' વેપારને વગોવતાં સુકુમારને કિશોરીલાલ તરફ જોતાં બોલ્યો.

કિશોરીલાલે કંઇજ જવાબ ન આપ્યો.

'તમો નીલા પાસે જાવ. એ પણ બીચારી......'

'—જાઉં છું.' નીલાના સાસુજીની મમતાને અટકાવતાં સુકુમાર બોલ્યો.

'ધીરજવાન છો. ધીરજ રાખો. હોં કે, હું આવું છું.' કિશોરીલાલ સામું જોતાં જોતાં સુકુમાર બોલ્યો. પછી તેણે ભાનુ તરફ કંઈક અર્થસૂચક દૃષ્ટિ કરી અને ભાનુ સમજી ગયો હોય તેમ લાગતું હતું. ભાનુ ઉભો થયો. કિશોરીલાલના પલંગ પાસે આવીને ઉભો. કિશોરીલાલ જતાં સુકુમાર તરફ જોઇ રહ્યાં.

*

'તમને દિલરૂબા આવડે છે? તમે અમને કયાંથી ઓળખો?' રાધાના ઓરડામાં રાધા, રોમીલા, નીલા અને બંસી કયારના આવી ગયા હતાં. નીલાને રાધાએ ઉપલો પ્રશ્ન કર્યો. બધા એક જમીન ઉપર પાથરેલી શેતરંજી ઉપર બેઠાં હતાં.

'સુકુમારને પૂછજોને.' નીલાએ સ્હેજ હસતાં હસતાં બન્ને તરફ જોઇને કહ્યું.

આ વખતે બંસીની નજર એક 'અઠવાડિક' ઉપર પડી. કોઇ જાણીતી અભિનેત્રીની એના પર છબી હતી. લોખંડના સંચામાં છપાએલી. તેના સામૂં બંસી જોઈ રહ્યો. નીલાની નજર અકસ્માત આ તરફ વળી. તે સ્હેજ હસી. નીલાને આમ છૂપી હસતાં જોઈ રાધા અને રોમીલાએ એના હસવાનું કારણ શોધવાં, દૃષ્ટિ વાળી. નીલા આ વખતે મનમાંથી એની દિલરૂબા સામૂં જોતાં જોતાં બોલીઃ 'એમાં કલા કયાં છે?'

રાધા અને રોમીલા બંસીને એકીટશે આમ એક સાધારણ ભાવનાહીન ચહેરાવાળી અભિનેત્રીને જોતાં જોઇ એકબીજાની સામ-સામા જોઇ, સ્હેજ હસી પડયાં. બંસીને આ ખબર નહોતી. તેણે અઠવાડિકને પોતાના હાથમાં લીધું અને જાણે બધાથી છૂપા છૂપા અંદર કંઈ જોવા માંગતો હોય, તે પ્રમાણે વર્તવા લાગ્યો.

'તમે તો જબરા છો, શું વાંચો છો, તે અમને તો બતાવો...' રોમીલા બોલી. આ વખતે રાધાએ રોમીલા તરફ દૃષ્ટિ કરી. નીલાએ આ વખતે પહેલાં રોમીલા અને પછી રાધા સામૂં જોયું. પછી તે

પોતાના હાથમાંની દિલરૂબાનો એક તાર હલાવતાં રોમીલા, રાધા અને બંસી સાંભળે તે પ્રમાણે બોલીઃ 'તમે બહુ છુટાબોલાં છો.' નીચું જોઇને બોલ્યા પછી તેણે તરતજ, સામૂં જોવા ઉંચી નજર કરી.

'કેટલીક વ્યક્તિઓના સંબંધમાં આવતાં હોઇએ ત્યારે છૂટાબોલાં થવાની જરૂર છે.'

નીલા રોમીલાનું વાકય સમજતાં બોલીઃ 'પણ, તેવી કેટલીક વ્યકિતઓ સાથે શાંતિ જ જાળવીએ તો શું ખોટું ?'

'શાંતિ જાળવીએ તો વધારે ખોટું...'

'—પણ એકદમ છૂટા બોલથી એથીએ વધારે સહન કરવું પડે.' નીલા તરતજ બોલી.

બંસીએ આ વખતે અઠવાડિકમાં જોતાં જોતાં ધ્યાનથી બન્નેની વાતચીત સાંભળી હતી.

'તમે અમારી કોલેજમાં આવો, પછી તમને ખબર પડશે કે અમારા વિદ્યાર્થીઓ અને અમે કેટલી બધી શાંતિ જાળવીએ છીએ !' બંસી સામૂં જોતાં કંઇક કટાક્ષમાં રોમીલા બોલી.

'ત્યાં બધા તોફાન જ કરે ?' નીલાએ પૂછ્યું.

'જરૂર.'

'સુકુમાર પણ ?'

'એ પણ—' રાધા બોલી.

'ખોટી વાત.' વિશ્વાસથી નીલા બોલી.

'સાચું કહું છું.' રાધા ફરી બોલી.

નીલા દિલરૂબા સામૂં જોઈ ફરી બોલીઃ

'હું નથી માનતી.'

રોમીલા અને રાધા આ વખતે નીલા સામૂં જોઇ જ રહ્યાં.

'આજે અહીં શું બન્યું હતું ? તમે કહો તો ખરાં, અમને બન્નેને તમે ક્યાંથી ઓળખો છો ?' રાધાએ પૂછ્યું.

'સુકુમારને તો તમે ઓળખો છોને ?'

'હા.'

'બસ ત્યારે, હું તમને ઓળખું છું.' ધીમેથી હસતાં નીલા બોલી.

'તમે બહુ વિચિત્ર બોલો છો.' રોમીલા નીલા સામું તાકતાં બોલી.

'કદાચ.' બીજાઓને એમ લાગી પણ જાય, એવું અનુમાન કરતાં નીલા બોલી. આ વખતે તે નીચું જોઈ રહી હતી.

'ઇશ્વરમાં તમે માનો છો?' સ્હેજ ઉંચું જોતાં કંઇક યાદ આવતાં, નીલાએ બન્નેની સામું જોતાં પૂછયું.

'ઇશ્વરમાં? કેટલેક દરજ્જે.' રોમીલા તરતજ બોલી.

'પણ, હું ઇશ્વરમાં બરાબર માનું છું.' રાધા બોલી.

બન્ને આ વખતે નીલા સામું જોતાં હતાં.

'જેટલે દરજ્જે તમે ઇશ્વરમાં માનતાં હો, તેટલે દરજ્જે તમે મારા વિચિત્ર લાગતાં શબ્દોમાં માનો.' નીલા હસીને બોલી.

ત્રણ જણ પછી થોડું થોડું હસી પડયાં.

આ વખતે બંસીએ બાધાની માફક અઠવાડિકમાંથી માથું ઉંચુ કર્યું.

—અને એ જ વખતે સુકુમાર આવ્યો. 'તમે ત્રણ જણા હસો છો...બંસીને શા માટે પજવો છો?' બંસીને હસતાં નહિ દેખી સ્હેજ સુકુમારે અનુમાન કર્યું.

'અમારૂં હસવાનું કારણ જુદુ છે.'

'—અને બંસી તે સમજી શકેલ નથી.'

રાધા થોડું બોલી પછી તરતજ રોમીલા બોલી. 'શું છે?' નીલા સામું જોતાં સુકુમાર બોલ્યો. 'કહે છે કે નીલા અને સુકુમાર એક છે.' રાધા ધીમેથી હસતાં બોલી.

સુકુમાર તરતજ ગંભીર બની ગયો. પછી તેણે નીલા સામું જોયું. પછી તે બોલ્યો: 'કિશોરીલાલ પાસે કુલ મિલકત કેટલી હશે?'

'એની મને શી ખબર?' તરતજ નીલા સાચું બોલી.

'નીલા.' ગંભીર વદને ધીમેથી સુકુમાર આટલું જ બોલ્યો.

'હું ખોટું બોલું છું?' નીલાએ ઉંચુ જોઈ સુકુમાર સામૂં જોતાં કહ્યું.

સુકુમાર પછી કાંઈ જ ન બોલ્યો. તેણે નીલા સામૂં જોઈ એક નિશ્વાસ નાખ્યો...થોડીવાર પછી તે બોલ્યો. આ વખતે રાધા અને રોમીલા કંઇક ગંભીર બની ગયાં હતાં. બંસીને આ બધાંની વાતોમાં સમજ ન પડી હોય—રસ ન પડયો હોય અગર ગમે તે હોય પણ ફરીને પાછો તે પેલું અઠવાડિક જ જોયા કરતો હતો.

'ત્રણેક લાખ ઉપર મિલ્કત નહિ હોય?'

'હશે.' કંઇક બેપરવાઈ...બેફિકરાઇ બતાવતાં નીલા બોલી.

'તમારે હજમ તો નથી કરવીને?' ઉતાવળી બની હસાવવા પ્રયત્ન કરવા નિર્દોષ ભાવે રોમીલા બોલી ગઇ.

નીલાએ એનો ગંભીર દૃષ્ટિપાત રોમીલા તરફ ફેંક્યો...અને સુકુમાર પછી રોમીલા તરફ જોઇ ધીમેથી બોલ્યો: 'તમને એવું લાગે છે?'

'શી ખબર?' કંઇક મંદ પડતાં રોમીલા બોલી. હાસ્ય ફેલાવવા માટે પહેલાં જેટલી ભાવના હતી એટલી અત્યારે નહોતી.

'તમે મારૂં હૃદય સમજવા પ્રયત્ન કરજો.' સુકુમાર જાણે આ વાત જ પતાવવા ઇચ્છતો હોય તેમ બોલી ગયો.

રોમીલાને શું બોલવું તેની કાંઇ સુઝ ન પડી. તે એની આવી મૂઝવણને લીધે ચૂપ બની ગઈ. નીલાએ આ વખતે તેના સામૂં જોયું હતું.

રાધા સ્હેજ ધીમું હસી હતી.

બંસીએ આ વખતે અઠવાડિકમાંથી ઉંચી નજર કરી સુકુમાર સામૂં જોયું હતું. સુકુમાર હજુએ ઉભો હતો.

'નીલુ, તને કાંઈ ખબર જ નથી?' ફરી સુકુમારે પૂછ્યું.

'ના. કેટલી ખોટ ગઇ છે?' કપાળમાં કરચોલીઓ લાવતાં અનુમાન કરી નીલા બોલી.

સુકુમાર આ વખતે હસી પડયો. તરત તે બોલ્યો.

'અઢી લાખ.'

'હશે.' નીલા બોલી.

'હવે શું થશે?' રોમીલા ફરી વચ્ચે બોલી ઉઠી. પણ એના શબ્દોને નહિ ગણકારતાં રાધા તરત બોલી, 'સટ્ટો કરે છે?'

'હા.' નીલાએ હસીને કહ્યું: 'પણ હજુ કદાચ થોડી મિલ્કત છે.' આગળ નીલા બોલી હતી.

બંસી આ વખતે ઉભો થઇને અહીંતહીં આંટા મારતો હતો.

'તો તમે અમારે ત્યાં મેળાવડામાં નહિ આવો?' રોમીલા સ્હેજ ગંભીર બનતા નીલા અને સુકુમાર સામું જોતાં બોલી. આ વખતે બંસીનું ધ્યાન સુકુમાર હવે શું બોલશે તેના તરફ ખેંચાયું હતું.

'કેમ નહિ? પણ મેળાવડો તો અમારે ત્યાં રાખેલો!' નીલા નિર્દોષ ભાવે બોલી ગઈ.

સુકુમાર આ વખતે નીલા સામું જોઇ જરા હસ્યો હતો.

'ના. હવે આપણે એમને ત્યાં જઈશું.' સુકુમારે નીલાને કહ્યું.

'તમારાથી આવી શકાશે?' રાધા બોલી.

'મને કોણ રોકશે?' ગંભીર બની નીલા રાધા સામું જોઇ બોલી.

'તમારા સાસુજી...' સમાજનું બળવાન પ્રાણી રાધા 'સાસુજી'ને માનતી હશે એટલે તે બોલી ઉઠી...પણ આગળ તે બોલે તે પહેલાં 'મને કોઇ નહિ રોકી શકે.' ફરીને એટલાં જ આત્મવિશ્વાસથી નીલા તરતજ બોલી.

સુકુમાર આ વખતે હસતો હતો. તેણે બંસીના હાથમાંથી અઠવાડિક ખેંચી લીધું...બંસી સ્હેજ આશ્ચર્યથી સુકુમાર સામું જોવા લાગ્યો...સુકુમાર બંસી સામું જોઇ હસ્યો નહોતો. તેણે ધીમેથી પૂછ્યું હતું:

'શું વાંચે છે, બંસી?'

બંસીએ કાંઇ જવાબ ન આપ્યો. આંગળી વડે અઠવાડિક બતાવ્યું. સુકુમાર સ્હેજ હસી પડયો.

'ચાલો, ત્યારે અમે જઈશું. તમે આવજો...' ઉભા થવાનો પ્રયત્ન કરતાં રોમીલા બોલી.

'હું ક્યાં રહું છું, તે સ્થાન નથી જોવું?' બારોબાર બધાં અહીં જ આવ્યાં હતાં, માટે સુકુમાર બોલ્યો, પણ રાધા અગર રોમીલા કાંઈ બોલે તે પહેલાં...નીલા બોલી...'મોટે ભાગે તમારૂં આ સ્થાન, નહિ?'

'ના.' તરતજ સુકુમારે જવાબ આપ્યો.

'સ્થાન તો ખરૂંને?' નીલા પણ તરતજ બોલી.

સુકુમાર ચૂપ રહ્યો.

રાધા અને રોમીલા હસી પડયાં: 'ચાલો, અમે ત્યારે જઇશું.' નીલા સામૂં જોઇને ફરી રોમીલા બોલી.

બંસી આ વખતે રોમીલા સામૂં જોતો હતો. 'જેવી મરજી.' સુકુમારે અઠવાડિકમાં જોતાં જોતાં કહ્યું. રાધા સુકુમાર સામૂં જોઈ રહી.

'તમે એમનું માન તો રાખો– બેસવાનું તો કહો.'

'શા માટે? એમને બેસવું જ ના હોય પછી શું કરવા ખોટું દબાણ કરવું?' નીલાના બોલી ગયાં પછી સુકુમાર બોલ્યો...એવામાં તેની નજર બંસી તરફ અને પછી રાધા અને રોમીલા તરફ પડતાં તે બોલ્યો. 'બંસી, તું રહે. આપણે સાથે જઈશું.'

બંસીએ બાજુ ઉપર મુખ ફેરવી કંઇક 'કટાણો' ચહેરો કરી નાખ્યો. પછી ધીમેથી બોલ્યો: 'સારૂં.'

રાધા અને રોમીલા ઓરડાની બહાર આવ્યાં.

નીલા તેમની સાથે થોડે સુધી જતી હતી. આ વખતે તેની દિલરૂબા તો ગાલીચા ઉપર જ પડી રહી હતી. બંસીની નજર દિલરૂબા ઉપર હતી.......સુકુમારની નજર તરતજ દિલરૂબા ઉપર પડી. તેણે દિલરૂબા ગાલીચા ઉપરથી ઉપાડી. લાકડાની પેલી પેટી,

સાથે જ દિલરૂબા હતી. ગજ દિલરૂબાની નીચે પડયો હતો. સુકુમારે અઠવાડિક બંસીને આપ્યું અને બે ત્રણ અંગુલીઓ વડે દિલરૂબાના તાર એકદમ ઝણઝણાવી મૂકયાં.

આ વખતે નીલા ઓરડામાં પાછી ફરતી હતી. સુકુમારના હાથમાં પોતાની દિલરૂબા જોઇ જરા અટકી. પછી તે અંદર આવી. સુકુમારની નજર તેના ઉપર પડી. નીલા સ્હેજ હસી...પણ તરતજ સુકુમારે દિલરૂબા નીલાના હાથમા સોંપી દીધી. નીલાએ આ વખતે બંસીના સામી નજર કરી......પણ મનમાં બોલી ઉઠી...'દિલ-રૂબાના રક્ષણ.'

'બન્ને ગયાં?' સુકુમારે પછી નીલાને પૂછયું.

'હા...કંઇક ગાડી કરી લેવાની વાતો કરતાં હતાં.' નીલા બોલી.

'બંસી...તો તું એમ કરને...અહીં રહ્યા વગર મારે છૂટકો નથી...તું જઇ શકે છે!'

'સારૂં.' બંસી બધું સમજી શકયો નહોતો. તે મૂંગો જ આવ્યો હતો. મૂંગો જ રહ્યો—અને મૂંગો જ ચાલ્યો ગયો.

નીલા અને સુકુમાર તેની પીઠ સામૂં જોઇ રહ્યાં. પછી તેઓ સ્હેજ હસ્યાં હતાં.

'ચાલો.' નિશ્વાસ મૂકતાં નીલા બોલી. બન્ને કિશોરીલાલના ઓરડા તરફ જતાં હતાં—એટલામાં સામાં નીલાના સાસુજી તેમને મળ્યાં. આ વખતે નીલાના હાથમાં પેલી દિલરૂબાની પેટી નહોતી. પેલાં ઓરડામાં ગાલીચા ઉપર જ તેણે રાખી હતી. હવે તે નિશ્ચીત બની ગઇ હતી.

સાસુજીએ બંનેને જોઇ કહ્યું: 'કેમ...બધાં ગયાં, મેં તો નોકરને નીચે ચાહ મૂકવાનું કહ્યું હતું!'

'ના પાડી દોને.' તરતજ સુકુમાર બોલી ઉઠયો.

મ્હોઢાં ઉપરનો ભાવનાભર્યો દંભી ભાવ બદલતાં નીલાના સાસુજી ચાલ્યાં ગયાં...નીલા આ વખતે હસતાં હસતાં બોલી : 'તમે ખૂબ ચાલાક છો.'

'ખોટી વાત છે.' સુકુમાર તરતજ બોલ્યો હતો.

આ વખતે છજામાંના સંધ્યાના પવનને લીધે નીલાએ પહેરેલો સાલ્લો અને સુકુમારે પહેરેલું પહેરણ...પવનમાં સ્હેજ હાલી ઉઠયાં હતાં...એક જ નક્કી કરેલી દિશા તરફજ ફરકતાં હતાં...ભાવિમાં કોઇ સુંદર 'વિજય-ચિન્હ' બતાવતા હોય તેવી રીતે.

* * *

[ ૨૭ ]

'ભમ્ ભમ્' ના અવાજોથી વાતાવરણ ગાજી ઉઠયું હતું. એક પછી એક હારબંધ મોટરો ઉભી હતી. મોટે ભાગે બધીએ મોટરો ઝાંપા આગળ આવીને જ અટકી હતી અને બહાદુરીપૂર્વક પછી મોટરમાં બેઠેલા યુવાન શેઠ, મોટરનો હાંકનાર જ્યારે બારણું ઉઘાડી આપે ત્યારે બહાર કુદી પડતા. પોતાની ચાલમાં એવા પ્રકારનું તેઓ તત્વ ઉમેરવા પ્રયત્ન કરતાં હતાં કે જેથી પોતાને કોઇ અશક્ત કહે નહિ અને તે એક અનુકરણીયું જીવન...સાચા સાચા આદર્શોની ઘેલછા એવા જીવનમાં નથી. બાહ્ય આડંબરથી પોતાના સોટી જેવા શરીર ઉપર ઠીક ઠીક અને વધારે પડતી ભપકી ઉઠે એવી તેજસ્વીતા બતાવવા કેટલાંકે પાવડરનો અને ક્રીમનો, કેટલાંકે હેરઓઇલ્સનો અને અત્તરનો છંટકાવ ખાસ કરીને પોતાના મ્હોઢા ઉપર અને માથામાં છોડી મૂક્યો હતો. કપડાંઓની છૂટછાટ જેવી તેવી ન હતી. મોટરમાંથી ઉતરતી વખતે પણ કેટલાંક તો પોતાના કપડાં ઉપર અને ખાસ કરીને 'પેન્ટલુન' ઉપરની અક્કડાઈ સાચવવા મોંઘી એમની કોમળ અંગુલીઓનો ઉપયોગ કર્યો હતો. આ બધા યુવાનો હતા. વિદ્યાર્થીનીઓ પણ

આવતી હતી. ઉઘાડે માથે આવવામાં શોભા છે જ એમ કેટલીક તો માનીને આવે...એમાં શું ? પણ કેટલીકે વધારે છૂટછાટ લીધી હતી. આધુનિક પોષાક ફગાવી દઈ યુરોપીય પોષાકની રંગીલતાથી પોતાનો દેહ ઢાંકવા અર્ધ વ્યર્થ પ્રયત્ન કરી, ખાસ કાંઈ જરૂર ન જ હોય, છતાંએ દેખાવ પુરતું હાથમાં નાનું પાકીટ લઇ પોતાની ચાલવાની ફક્કડતા ઉપર બીજાઓને આફ્રીન કરી મુકવા જાણે પ્રયત્ન કરતી હોય, તેમ કેટલીક તો ચાલતી જ આવતી હતી.

રોમીલા ઝાંપા આગળ ઉભાં ઉભાં આ બધાને આવકારતી હતી. કોણ જાણે એનો તો પોષાક તો ખૂબ જ સાદો અને આધુનિક હતો. કેટલાક યુવાનો પરાણે જરા મીઠું હસવા પ્રયત્ન કરી રોમીલા સામે પોતાનો એક હાથ 'સેકીન' મીલાવવા માટે ધરતાં...પણ રોમીલા? રોમીલા તો બધાંને 'નમસ્તે' કહેતી હતી.

'તમે પણ ઠીક જન્માષ્ટમી ઉજવવા માંડી છે.' કેટલાંક રોમીલાને આવું પૂછતાં. રોમીલા તરતજ પૂછતી:

'શું ખોટું છે?'

'ખોટું તો કાંઇ જ નહિ, પણ...' અચકાઈ જઈ આગળ કાંઈ પછી તેઓ બોલતાં જ નહિ.

'રોમીલા નાહક આવા ખર્ચામાં પડી.'

ઝાંપાની અંદરના ચોગાનમાં વીશેક નાના નાના ટેબલો ગોઠવાઇને પડેલાં હતાં. એક એક ટેબલની આસપાસ ચાર નેતરની સાદી ખુરસીઓ ગોઠવવામાં આવી હતી.

એક બાજુ બાગની લીલોતરીમાં સુકુમાર, ભાનુ, નીલા અને રાધા બેઠાં હતાં. આટલાં બધાં અને આવા પ્રકારના યુવાનોને આવતાં જોઈ સુકુમાર બોલી ઉઠયો.

'મેં તો ના પાડેલી.' તરતજ રાધાએ જણાવ્યું.

'ત્યારે?' પ્રશ્ન પૂછતાં સુકુમાર બોલ્યો.

'એ તો ખૂબ જ આદર્શ છે—'

'કેવી રીતે?'

'યુવક–યુવતીઓ—વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ વચ્ચે સ્વચ્છ અને સંપીલું વાતાવરણ ખડું કરવા માંગે છે.'

'બહુજ સરસ.' સુકુમાર તરતજ બોલ્યો.

'એ તો કહેતી હતી કે મેળાવડામાં હું ભાષણ આપીશ.'

'—કૃષ્ણ જયંતિ ઉપર?' કંઇ સમજી ન શકવાથી ભાનુ બોલી.

બધા આ વખતે સ્હેજ હસી પડયાં.

'કોલેજનું વાતાવરણ કંઇક અસ્વચ્છ છે તે ઉપર.'

'ભાષાણ તૈયાર છે?' સુકુમાર કંઇક ઉતાવળો બનતાં બોલ્યો.

'ના–એતો Extempore Speech [મ્હોઢેથી જ ભાષણ] આપવાનું કહેતી.' રાધા બોલી.

'તમને એના માટે હવે ખૂબ જ માન ઉત્પન્ન થયું, નહિ?' નીલા સુકુમાર સામૂં જોતાં જોતાં બોલી.

'તમે પણ આગળ આવોને.' રાધા નીલાને કહેવા લાગી.

'હું?' નીલા સ્હેજ પ્રશ્ન પૂછી, હસી પડી.

'નીલુ અશક્ત છે.'

'હા. અશક્ત છું.' ગંભીર બની નીલા સુકુમારના બોલ્યા પછી બોલી.

'તું આગળ આવને, શા માટે રૂંધાયા કરે છે?' સુકુમાર કંઇક વિચારીને બોલ્યો.

'મારી જાતે હું જ્યારે આગળ આવવું હશે ત્યારે આવીશ.' નીલા ભાનુ સામૂં જોઇ પછી સુકુમાર સામૂં જોતા બોલી. આ વખતે સુકુમાર નીલા સામૂં જ જોતો હતો.

'બંસી આવ્યો.' દૂરથી બંસીને પોતાનાં તરફ આવતા જોઇ રાધા બોલી.

રાધાની આ વખતની બોલવાની રીત ઉપર સુકુમાર આ વખતે ધ્યાન આપ્યું હોય તેમ લાગતું હતું.

'રોમીલા પણ આવે છે.' રોમીલાને ઝાંપા પાસેથી આવતી જોઇ સુકુમાર તેના સામૂં જોઇ હસતાં હસતાં બોલ્યો.

'તમે ટેબલ ખુરસીનો ઉપયોગ નહિ કરવાનું નક્કી કર્યું છે?' બધાને લીલોતરી ઉપર બેઠેલાં જોઇ રોમીલાએ પ્રશ્ન કર્યો.

'હા.' સુકુમાર બોલ્યો.

'ઠીક, ત્યારે તમારી મીઠાઇ અહીં આવી જશે. હું તો બધે ફરતી રહીશ. તમને કંઇ ખોટું તો નહિ લાગેને?' હસતાં હસતાં રોમીલા બોલી.

'તમે ભાષણ પુરૂં કર્યા પછી પણ અહીં આવશો તો બસ છે.' ચૂપ રહેલો ભાનુ બોલ્યો.

આમ અણઘડની રીતે ભાનુને બોલતાં જોઈ રોમીલા ભાનુ તરફ જોઇ, પછી કંઇક બોલવાની હતી, પણ પછી તેની નજર નીલા ઉપર પડી. આ વખતે નીલા જમીન સામૂં જ જોઇ રહી હતી.

મીઠાઇઓ બધાંને અપાઇ ગઇ. એકબીજા હસતાં હસતાં અને કેટલાંક ખાસ ચૂપ રીતે વાતો કરવાં પ્રયત્ન કરતાં મીઠાઈનું જમણ જમતા હતાં. હાથમાં જ રકાબી લઇને કેટલાંક તો બહુ જ ઝડપથી મીઠાઇ આરોગી ગયાં હતાં. રોમીલા બધે ફરતી હતી, જાણે પોતાની જવાબદારી સંભારતી હોય, તે પ્રમાણે.

અડધો એક કલાક આમને આમ ચાલ્યો ગયો. મીઠાઇ બધાં આરોગી રહ્યાં. પછી વાતાવરણમાં કંઇક ગણગણાટની શરૂઆત થઇ.

એક ટેબલની આગળ એક ખુરસી પકડી રોમીલા ઉભી હતી. તેણે કંઇક મેળાવડાનું કામ પતી જતાં બોલવાની શરૂઆત કરી. જ્યારે તે ફરતી હતી ત્યારે તેણે બધાને પોતે થોડાં બે શબ્દો 'આભાર'ના બોલી રહે પછી 'જવું' એમ કહેલું. એટલે પોતાની ઉભા રહેવાની અમુક ઢબ જોઇને બધાં સમજી ગયાં કે રોમીલા કંઇક બોલે છે. એટલે ઘણા તો ચૂપ જ થઈ ગયાં.

'—મારી જેટલી ઉંમરની વ્યક્તિઓ સાથે હું જો કંઇક થોડું છૂટથી બોલીશ તો કદાચ કોઇ વાંધો તો નહિ જ ઉઠાવે. મેળાવડો મેં શા માટે યોજ્યો હતો એ કદાચ બહુ જ ઓછા—ઘણા જ થોડા જાણતાં હશે—કદાચ ભાગ્યે જ કોઇ...'

'કોલેજમાં કેટલાંક જે વધારે પડતી છૂટછાટ રાખે છે તે જરૂર કંઇક તો વખાણવા લાયક છે જ. પણ જો તેમાં સંસ્કાર હોય તો તે જરા વધુ વખાણવા લાયક બને.'

લીલોતરી ઉપર બેઠેલો સુકુમાર આ વખતે જરા હસ્યો.

'આપણે જો આપણા જીવનને નહિ સમજીએ તો આપણી જવાબદારી—આપણી સજ્જનતાનું શું? નાહક કોઈ સંસ્કારી વ્યક્તિના બેચાર શબ્દો સાંભળવા પડે તે સારૂં કહેવાય?'

આ વખતે તાળીઓનો ગડગડાટ શરૂ થઇ ગયો અને આમ ઓચિંતાને થએલા આ ગડગડાટથી રોમીલા પોતે જે કંઇક મર્યાદા સાચવીને બોલતી હતી તેમાં ભંગાણ પડયું અને ધ્રુજી.

'હું વધારે કંઇજ કહેતી નથી. સૌએ પોતાની જવાબદારી સમજીને વર્તન ચલાવવું જોઇએ...મેળાવડામાં હાજર રહેવા બદલ સૌનો આભાર.' રોમીલાએ પોતાનું ભાષણ પુરૂ કરી નાખ્યું. લીલોતરીમાં બેઠેલો સુકુમાર આ વખતે ખુબ હસી પડયો. તેણે રાધા સામૂં જોઇને કહ્યું: 'રોમીલાનું કેટલાં માનશે?'

'કોઇજ નહિ.' તરતજ રાધા બોલી.

આવેલાં મહેમાનો એક પછી એક ધીમે ધીમે જતાં હતાં. કેટલાંક અંદર અંદર વાતો કરતાં હતાં 'ઠીક ગમ્મત પડી.'

*

'તમે ઠીક ભાષણ કર્યું.'

'મને ફાવ્યું જ નહિ.'

'નહિતર તમે તો બરાબર ઝાટકણી કાઢવાં માગતાં હતાં, નહિ?'

'જરૂર...મેળવડો નકામો ગયો, નહિ?'

'ના—ના. એવું કાંઇ નહિ. તમે બધાં આવ્યા એ મને ખૂબ જ ગમ્યું.'

'તમે હેતુ ન સાચવી શકયાં.' નીલા બોલી.

'તમારાં સામૂં જ્યારે હું દૃષ્ટિ કરૂં છું ત્યારે તમે ખુબ જ

ગંભીર લાગો છો. ગંભીરતાનું છે કંઈ કારણ ?' રોમીલાએ નીલાના ગંભીર મુખ તરફ જોઈ કહ્યું.

'અત્યારે તો હું ગંભીર નથી જ.' નીલા બોલી.

'જાણે માંદી જ રહે છે, નહિ ?' સુકુમારે રોમીલાની 'હા'માં 'હા' ભરતાં કહ્યું.

'જેવું જેનું હૃદય.' રાધા નીલા સામૂં જોઇ બોલી.

'બંસી તમે મીઠાઇના–બરફીના કેટલાં ચકતાં ખાધા ?' ભાનુની નજીક બેઠેલા બંસી સામૂં રોમીલાની નજર ગઈ અને તે બોલી.

'ત્રણ.' બંસી ન બોલ્યો એટલે ભાનુ બોલ્યો.

'તમે ધ્યાન આપ્યું હશે!' રોમીલા ભાનુને પૂછવા લાગી.

ભાનુ ચૂપ થઇ ગયો. બંસી તો ચૂપ જ હતો.

'દરેકને બે ચકતાથી વધારે નહિ આપવા, એવો તો નિયમ હતો.'

'કદાચ હશે.' સુકુમારે જોયું કે નાહક બંસીને રોમીલા હેરાન કરે છે એટલે તે બોલ્યો.'

'તમે કેટલા ખાધા ?' સુકુમાર સામૂં જોતાં અને લીલોતરી ઉપર બેસતાં બેસતાં રોમીલા બોલી.

'એક જ.' નીલા સુકુમાર બોલે તે પહેલાં બોલી ઉઠી.

'બીજું કયાં ?' રોમીલાએ પૂછયું.

'અડધું અડધું અમને બન્નેને આપી દીધું.' રાધા બોલી.

'એ...મ, તો હું મંગાવું—' રોમીલા તરતજ બોલી.

'ના.'

'હા.' સુકુમારની ના ઉપર રોમીલા 'હા' બોલી.

થોડીવારે હિંદુ–નોકર ત્રણ રકાબીમાં બરફી લઇને આવ્યો. તેની સાથે રોમીલા પણ હતી.

'તમે હિંદુ–નોકર રાખ્યો છે?' સુકુમારે હિંદુ–નોકરને જોઈ પૂછયું.

'કેમ, મેં ઠીક નથી કર્યું ?' સ્હેજ હસતાં હસતાં રોમીલા બોલી.

'એ તો એકયતાના પૂજારી છે.' રાધા બોલી ઉઠી.

'તમને એકયતા પસંદ નથી?' સુકુમાર બોલે તે પહેલાં નીલા બોલી ઉઠી.

સુકુમાર નીલા સામું જોઇ રહ્યો.

'ધર્મમાં તો ખૂબ જ માનતા હશો?' સુકુમારે પૂછ્યું.

'એમની વાતોમાં આપણને સમજ ન પડે–ચાલો, આપણે ફરીએ.' બંસીને ભાનુ કહેવા લાગ્યો. બન્ને જણા ઉઠીને બાગમાં ફરવા લાગ્યા. બાગ તો નાનો હતો એટલે છેવટે ગપાટા હાંકવા એક બાંકડા ઉપરે આવીને તેઓ બેઠાં.

'ધર્મમાં ન માનવું જોઇએ?' રાધાએ સુકુમારે પૂછેલા પ્રશ્નનો સામો પ્રશ્ન કર્યો.

'ધર્મમાં માનવાની હું ના નથી કહેતો–' સુકુમાર બોલ્યો.

'તો—' રાધા તરત બોલી.

'ધર્મની જરૂર શા માટે?' સુકુમારે સામો પ્રશ્ન કર્યો. આ વખતે નીલાએ સુકુમારની સામું જોયું.

'તમે જ કહોને?' રાધા બોલી.

'ધર્મ માટેની મારી માન્યતા કહું? જુઓ, જ્યારે પૃથ્વીની ઉત્પત્તિ થઈ ત્યારે ધર્મ એક જ હતો. પછી જેમ જેમ લોકોમાં ફાડફુટ વધતી ગઇ, તેમ એક જ ધર્મમાંથી અનેક ધર્મો થયાં અને એથી માનવજીવનમાં કુસંપનો જન્મ થયો. ધર્મોથી કુસંપ થયો માટે ધર્મ ન જોઇએ. જ્યારે જગતમાં એકજ ધર્મ હતો, ત્યારે સત્યયુગ કહેવાયો. તો એક જ ધર્મ કેમ ન હોવો જોઇએ?'

'તમે Philosopher 'ફિલ્સુફ છો.' રોમીલા સુકુમાર સમજાવતો હતો, ત્યાંથી અટકાવીને બોલી.

'હું ખોટું કહું છું?' સુકુમારે પ્રશ્ન કર્યો.

'ના.' નીલા હસીને નીચું જોઇને બોલી.

'મને પણ તમારી ફિલ્સુફી ગમી ગઈ છે.' નીલાના બોલી રહ્યા પછી તરતજ રોમીલા બોલી.

રાધાના મુખ ઉપર આ વખતે કેટલાક ફેરફારો થઈ ગયાં. થોડીવાર પછી બધાં આવેલી બરફી જમવા લાગ્યાં.

આ વખતે નીલાએ એક ચકતામાંથી નાનો કકડો લઇ,જરા ઉંચી ડોક કરી, મુખમાં મૂકયો. તે વખતે એની નજર પાસેના ગુલાબના છોડવા પર પડી. ગુલાબનો છોડવો ડોલતો હતો. નીલાએ પછી સુકુમાર સામૂં જોયું. સુકુમારના ચહેરા પર નીલાને અત્યારે કંઈ નવીન રેષાઓ જણાઇ. સુકુમાર નીચી નજરે બરફી સામૂં જોઈ રહ્યો હતો. થોડીવારે તે બોલ્યો:

'બંસી અને ભાનુને બરફી નહિ?'

નીલાએ સુકુમાર સામી ભાવનાભરી દૃષ્ટિ નાખી.

'સમાનતા.' રોમીલા ધીમેથી હસીને બોલી. તે બંસી અને ભાનુને શોધવા ઉભી થઇ અને ચાલી ગઇ.

સુકુમાર, નીલા અને રાધા 'સમાનતા' શબ્દ પર જરા હસ્યાં.

આ વખતે ગુલાબના પેલા છોડવાની એક બાજુએ એક કરણનો છોડ હતો. બીજી બાજુએ કોઇ 'આંગ્લ ફુલ'નો છોડ હતો. પવનની એક ધીમી લ્હેરી આવી ચાલી ગઈ. આ ત્રણે છોડવાં એકબીજામાં ગુંચવાઇ ગયાં. ત્રણે એક બની ગયાં, જાણે કે 'સંપીલા.'

સુકુમારની 'સમાનતા' ખોટી તો ન જ કહેવાય.

  

[ ૨૮ ]

‘ આજે મારી તબિયત જરા ઠીક નથી.’

‘ ચાલો, ત્યારે અહીંથી બાગમાં જઇએ. પછી ઘેર જઇશું.’

‘ ઘરમાં એકલો એકલો બેસી રહું છું એટલે મને પણ નથી ગમતું. ચાલો, હું પણ આવીશ.’ પોતાના ભાંગેલાં હાથ સામું જોઈ, ઝોળીમાંના ભારથી ગળુ સ્હેજ દુઃખતુ હોવાથી, હલાવતા ભાનુ બોલ્યો.

‘ આપણે ગયા ત્યારથી નીકળ્યા ત્યાં સુધી રેમીલાએ આપણી સાથે ખૂબ જ હેતથી સમાનતા અને સભ્યતા બતાવી, નહિ ?’ નીલાએ સુકુમારને આગળ ચાલતાં ચાલતાં કહ્યું.

મેળાવડામાંથી નીકળીને આ ત્રિપુટી ઘર તરફ જતી હતી. રાધા અગાઉથી રસ્તામાંથી તેમની સાથેથી છૂટી પડી હતી. ત્યારપછી સુકુમાર, નીલા અને ભાનુ વચ્ચે ઉપર પ્રમાણે વાતચીત થઇ.

‘ મારૂં માથું આજે સ્હેજસ્હાજ દુઃખે છે.’ સુકુમાર બોલ્યો.

‘ પહેલાં તો તું મને ‘ તુ ’ કહીને બોલાવતી હતી અને હવે ‘ તમે ’ કેમ કહે છે ?’ કંઇક વિચાર આવતાં સુકુમાર બોલ્યો.

‘તમે ’ કહું છું, તે સારૂં નથી ?’ નીલા બોલી.

ભાનુ આ વખતે એક ચણાજોરગરમવાળો ભૈયો ગાતો ગાતો જતો હતો, તેના સામું જોતો હતો.

'સારૂં હશે.' સુકુમાર નીચું જોતા બોલ્યો.

'તું'માં વધુ નિર્દોષતા જણાય છે, નહિ?' સ્હેજ હસતાં નીલા બોલી.

'નિર્દોષતા અને નજીકતા.' નીલાને સુધારી સુકુમાર બોલ્યો.

'મારી ભાવનાઓ કેવી છે?' સુકુમાર સામું જોતાં નીલા બોલી.

'મને શી ખબર!' સ્હેજ હસીને સુકુમાર બોલ્યો.

'એક સરખી નિર્દોષ.' ગંભીરતામાં જ નીલા બોલી.

'બાગ તરફ નથી જવું?' નીલા મુદ્દા પર આવી.

'ના.'

નીલાએ એક નિશ્વાસ નાખ્યો. સુકુમાર કંઇક વિચારમાં પડયો.

'કિશોરીલાલને તાવ આવે છે, નહિ?'

'થોડો, થોડો.'

સુકુમારે નીલાને પ્રશ્ન કર્યો, ત્યારે ભાનુનું ધ્યાન ખેંચાયું, તેથી તે બોલ્યો.

*

'અત્યારે નીલુ, શામાટે આવી?'

સાંજ પડી ગઇ હતી. સુકુમાર પોતે રાખેલ પેલી ભાડાની ઓરડીમાં એક ચટ્ટાઇ ઉપર સુતો હતો. એનો એક હાથ એના માથા ઉપર હતો. બાજુમાં એક અર્ધી ખુલ્લી કિતાબ પડી હતી. આ વખતે નીલા અહીં આવી ચઢી હતી. સુકુમારને તેની ખબર નહોતી પડી. નીલા પેલી કિતાબ અને સુકુમાર તરફ જોઇ રહી. થોડીવારે 'કોઇ આવ્યું છે.' એવો સુકુમારને ભાસ થયો અને તેણે બંધ કરેલી આંખો ખોલી. નીલુને જોઇ તેણે તેને ઉપરનો પ્રશ્ન કર્યો.

'કેમ, ન આવું?' સુકુમારને સમજતાં ખૂબ જ લાગણીવશ બનતાં નીલા બોલી.

'પણ અત્યારે આવવાની શી જરૂર હતી?' સુકુમાર ચટ્ટાઇ ઉપર બેઠા થતાં બોલ્યો.

‘એવું ન બોલો.’ નીલાની આંખો ભીંજાઇ ગઈ.

‘નીલુ, મારી તબિયત તો કાંઇ એટલી બધી ખરાબ નથી થઈ.’

‘તમે શું કહો છો, તે હું સમજી શકું છું.’

‘તો...’

‘–પણ સુકુમાર, તું જાણે છે. મારા હૃદય ઉપર ખૂબ જ ફટકા......’ નીલા નીચે બેસી ગઇ. સુકુમારને અટકાવી તે બોલી. પણ તે આગળ બોલી ન શકી.

‘ગાંડી, એમાં રડે છે, શા માટે?’ સુકુમાર હસતાં હસતાં બોલ્યો. ‘મારી તબિયતમાં શું જોવાનું હતું? મને તો હમણા મટી જશે.’

‘જરૂર?’

‘હા.’

‘તું મારૂં માથું દબાવવા આવી હતી?’

‘ના.’

‘તો?’

‘વાતો કરવા.’

‘એથી?’

‘માથું ઉતરી જાત.’

‘કારણ?’

‘કાંઇ નહિ.’

એક પછી એક નીલાને સમજવા સુકુમારે પ્રશ્નો કર્યા. નીલાએ એક પછી એક ઉત્તરો આપ્યા. છેવટે સુકુમાર થાકયો. નીલા સામૂં જોતાં તેણે બે હાથે પેલી કિતાબ ઉપાડી. ખુલ્લી એ કિતાબને પોતાના બન્ને હાથે બંધ કરતાં, તેણે નીલાને નમસ્કાર કર્યા.

‘તું જઈશ?’

‘કયાં?’

‘ઘેર...’

'શા માટે?'

'તો અહીં શું કરીશ?'

નીલાએ એક નિશ્વાસ નાખ્યો.

'તારી પાસે દિલરૂબા નથી?'

'—છે.'

'તો...,જા...' સુકુમાર બોલ્યો.

'જઉં છું.' બેઠાં બેઠાં, ફરીથી નિશ્વાસ નાંખતા, નીલા બોલી. 'ફરી ના આવું?'

સુકુમાર સ્હેજ હસ્યો. તેણે એક હાથે નીલાના આંસુ લુછ્યા.

'તું હાથે કરીને દુ:ખી થાય છે. નીલુ.' સુકુમાર આંસુ લૂછતાં લૂછતાં બોલ્યો.

'હું શું કરૂં?' પોતે જાણે જવાબદાર ન હોય તેમ નીલા બોલી.

'બહાદુર બનને—'

'મને કાંઇ ગમતું જ નથી.'

'દિલરૂબા પણ?'

નીલાએ ફરી આ વખતે એક નિશ્વાસ નાખ્યો.

'નિશ્વાસ ન નાંખ, હું સમજું છું.' તરતજ સુકુમાર બોલ્યો.

'તો શા માટે આવું બોલો છો?'

'ન બોલું?'

'ના.'

'કાંઇજ?'

'ના.'

'તો તું જઇશ ક્યારે?'

'મને ફાવશે ત્યારે.'

'તો...ભલે.' સ્હેજ અચકાતાં સુકુમાર બોલ્યો.

'પણ નીલા, તું આજે આમ કેમ બની ગઈ?'

'મેં કહ્યુંને કે કાંઈ પૂછવું નહિ. હું જવાબ નહિ આપું.' ગંભીરતામાં પણ સ્હેજ હસતાં હસતાં નીલા બોલી.

'તું મને નહિ સમજી શકે?' સુકુમાર વિચારીને બોલ્યો.

'હું સમજી શકું છું.'

'તો...?'

નીલાએ ફરી એક નિશ્વાસ મૂકયો. થોડી વારે નીલા બોલીઃ

'હું જાઉં છું.'

'ભલે.' એક નિશ્વાસ મૂકતાં, ઉઠતાં, નીલા સામૂં જોતાં સુકુમાર બોલ્યો.

નીલા પછી વધુ કાંઈ પણ બોલ્યા વગર ચાલી ગઇ.

સુકુમાર તેને જતી જોઇ રહ્યો. તે પોતાની કિતાબ સામૂં જોતો હતો. એની આંખો સ્હેજ ભીંજાઈ હતી.

*

'સુકુમાર મંજુભાઈ કોનું નામ?'

'એમનો કાગળ છે?'

'હા.'

'લાવો, હું આપી દઇશ.'

બીજે દિવસે નવ સાડા નવ વાગે મોહન પોતાના બંગલાની આસપાસના નાના ચોગાનમાં જે નાનો બાગ હતો તેમાં છોડવાઓને પાણી પાતો હતો. તે મનમાં બબડયો, 'માળીનું કામ કરવામાં મઝા તો પડે, પણ પેલો માળી બેકાર બની ગયો...હશે.' ત્યાં ટપાલી આવ્યો અને ઉપર પ્રમાણે વાતચીત થઈ.

સુકુમાર ઉપર એક કાર્ડ હતું. વાંચ્યા વિના મોહન તે સુકુમારને આપવા તેના રૂમ તરફ ચાલ્યોઃ 'તમારૂં આ કાર્ડ આવ્યું છે.' કહિ તેણે કાર્ડ સુકુમારને આપ્યું.

સુકુમાર આ વખતે નીચી નજરે એની એ જ ચટાઇ ઉપર બેઠો હતો. એની આંખોમાં કંઈ હતાશ હતી. તેણે મોહનના હાથમાંથી કાર્ડ લઈ લીધું. મોહન ત્યારબાદ ચાલ્યો ગયો.

સુકુમારે કાર્ડ વાંચ્યું. તેણે એક નિશ્વાસ નાખ્યો.

આ વખતે મોહનના બાપુ કોઇ કામ પ્રસંગે સુકુમાર પાસે આવ્યા. પણ સુકુમારને સ્હેજસ્હાજ નિરાશામાં દેખી, તેઓ કંઈ બોલ્યા નહિ. સુકુમારે તે જોયું. તે બોલ્યો: 'આવોને.'

'તમારી તબિયત ઠીક નથી?' મોહનના બાપુના હાથમાં ખાલી શીશી જોઇ સુકુમાર અનુમાન કરતાં બોલ્યો.

'દવા લાવવાની છે?'

'તમારી તબિયત સારી નથી?'

'ના. ખાસ એવું કાંઈજ નથી. લાવો, હું લઇ આવું.'

'ના, ના. મોહનને મોકલીશ.'

'એમાં શું? લાવોને.'

મોહનના બાપુના હાથમાંથી ખાલી શીશી લઇ લેતાં અને પેલું કાર્ડ કોટના ખિસ્સામાં મૂકતાં, સુકુમાર ઉભાં થતાં બોલ્યો.

મોહનના બાપુ જોતાં રહ્યાં અને નક્કી કરેલાં કોઇ દવાખાના તરફ સુકુમાર ઉપડ્યો. મોહનને કામ કરતો જોઇ તેને સ્હેજ આનંદ થયો, પણ ફરીથી તેણે એક નિશ્વાસ નાંખ્યો. પછી તે મનમાં બબડ્યો:

'આખો દિવસ ઘરમાં બેસી રહે. કંઇ બહાર નહિ જવાનું. જાય તો બહુ બહુ મંદિરમાં. આખો દિવસ વાંચ વાંચ કરે. પછી તબિયત ન બગડે?'

તે આમ વિચારતો આગળ ને આગળ ચાલ્યો.

*

'તમારી તબિયત પણ ઠીક નથી લાગતી.'

'કદાચ.'

'તો તમે પણ દવા લેતા જાવને.'

'મારે આજે બહારગામ જવાનું છે.'

દવાખાનામાં દાક્તર સુકુમારને દવા લેવા માટે આગ્રહ કરતાં હતાં.

મોહનના બાપુની દવા લીધાં પછી તે પોતાના રહેઠાણ તરફ

જવા લાગ્યો. આ વખતે જતાં જતાં સુકુમારે દવાખાનાના દિવાલી–ઘડિયાળ તરફ નજર કરી. સાડા દશનો એક ટકોરો થયો.

'કેમ, ભાઇ, કોની દવા લઈ જાવ છો? તબિયત ઠીક નથી? કોલેજમાં નથી આવવાના?' સુકુમારને આવી રીતે દવાની બાટલી લઈ નીચી નજરે ચાલતો દેખી, કોલેજ જતી રાધાએ, ઉપરા ઉપરી ત્રણ પ્રશ્નો પૂછી નાખ્યાં.

'આજે હું ઘેર જવાનો છું. દવા તો બીજા માટે છે.' રાધા સામું જોતાં સુકુમારે જવાબ આપ્યો.

રાધા શરૂઆતમાં કંઇ સમજી નહિ. 'ઘેર એટલે કયાં?' એની માથાકુટમાં પડી પણ એટલામાં તે સમજી ગઈ હોય તેમ બોલી:

'શા માટે?'

'મારા બાપુની તબિયત ઠીક નથી.'

'શું થયું હશે?'

'માંદગી.'

રાધાએ આગળ પછી કંઇજ પૂછયું નહિ. થોડીવાર તે મુંગી ઉભી રહી.

'કંઇ ખાસ ચિંતા કરવા જેવું તો નહિ હોય, પણ ઘરડાં રહ્યા અને હું, વળી એકનોએક.' રાધાને મુંગી જોઈ પોતાની ગંભીરતા સ્હેજ દૂર કરતાં, અચકાતાં અચકાતાં સુકુમાર બોલ્યો.

'પાછા કયારે આવશો?'

'બહુજ જલ્દી.' કંઇ નિરીક્ષણ કરતો હોય, તેમ એક બાજુએ જોતાં જોતાં સુકુમાર બોલ્યો.

'રોમીલા, બંસી વિગેરેને કહેશોને?'

'હા.' નીચું જોઇ રાધા બોલી.

'હું જઇશ.'

રાધાએ કંઈ જવાબ ન આપ્યો. સુકુમાર જાણે કંઇ વિચારતો હોય તેમ ધીમે ધીમે ચાલ્યો ગયો.

*

'નીલા, હું આજે ઘેર જવાનો છું.'

સુકુમાર કિશોરીલાલના બંગલામાં પ્રવેશતાં નીલાને જોઇને બોલ્યો. નીલા આ વખતે ખૂબ જ ધ્યાનસ્થ બની ગઇ હતી. એના આછા રૂપાળા મુખ ઉપર ભાવનાઓ જણાઈ આવતી હતી. સુકુમારે નીલા સામું જોયું. નીલા આ વખતે એક ભગવાનની છબી સામું જોયાં કરતી હતી. ભગવાનની છબીમાં ભગવાન હસતાં હતાં.

આ જોઇ સુકુમાર તરતજ નીલા પોતાના કહેલાં શબ્દો માટે કાંઇ કહે તે પહેલાં બોલ્યો.

'પ્રભુ–ભક્તિ કરે છે, નીલા?'

'હા. ઘેર શા માટે જવું છે?' હસીને નીલા બોલી.

'તું ચીંતા ન કરીશ. હોં કે?' પોતાના હાથમાંથી નીલાને કાર્ડ આપતાં સુકુમાર બોલ્યો.

આ વખતે બાજુ ઉપર નીલાના સાસુજી બેઠાં હતાં. એમની વૃદ્ધ થઇ ગએલી આંખો ઉપર તેમણે કાચના ચશ્મા ચઢાવ્યાં હતાં. ટૂંકી નજરના એ ચશ્મા હતાં. પુસ્તક મૂકવાની એક લાકડાની ઘોડી ઉપર એક પુસ્તક રાખી તેઓ જાડા સ્વરે કંઈક બોલતાં હતા. આ વખતે તેમના હાવભાવ ખાસ નોંધવા લાયક જણાતાં હતા. વકતા પોતે હતાં. સાંભળનાર કોઇજ ન હતું. છતાં એમના મુખ ઉપરની ઉપરછલ્લી ભાવનાઓ ઘણી વખત અસ્પષ્ટ બની જતી. જુનુ પુરાણું કોઈ શાસ્ત્ર હશે. તેમના મુખ ઉપર એક બીજી પણ ભાવના હતી. વાંચનમાં જાણે એમને બહુ જ ઓછી સમજ પડતી હોય તેવી! તો પછી તેઓ વાંચે શા માટે? વાંચે તો સમજવા પ્રયત્ન કેમ ન કરે? એ ગમે તે હો. એકાએક સુકુમારના નીલા પ્રત્યેના છેલ્લા શબ્દો, 'તું ચીંતા ન કરીશ.' એમના કાને અથડાયા એટલે તેઓએ ચમકારા સાથે જરા ઉંચી નજર કરી. આ વખતે નીલાની નજર તેમના પર હતી.

'મારા બાપુજીની તબિયત ઠીક નથી, એટલે હું જવાનો છું.'

'કયારે પાછા આવવાનો છો? ભણવાનું બગડશે નહિ?'

ભણવાની પહેલી દરકાર રાખતાં નીલાની સાસુજી બોલ્યાં. આ દરકારમાં નર્યો દંભ જ હતો. હૃદયની દરકાર હોત તો કદાચ એવું ન બોલત. નીલા આ વખતે જે દૃષ્ટિથી તેમની સામું જોઇ રહી હતી, તે દૃષ્ટિની ભાવના કદાચ આવી હોય.

ઓચિંતાને આ વખતે ઉપરથી ઉધરસનો આવતો અવાજ સંભળાયો.

એ સાંભળી સુકુમાર બોલ્યોઃ 'કિશોરીભાઈની તબિયત હજુ ઠીક નથી?'

'ના.' દુઃખને કદાચે પરાણે બોલાવી પોતાના ચહેરા ઉપર બેસાડતાં હોય, તે પ્રમાણે નીલાની સાસુજી બોલ્યાં.

'ચાલો, હું એમને પણ મળી આવું.' એટલું બોલી સુકુમારે દાદર ચઢવા માંડયો. નીલા આ વખતે ઉભી થઇ નહોતી. તે ત્યાં જ બેસી રહી હતી. નીલાની સાસુજી આ ખાસ નોંધતા જણતાં હતા.

સુકુમાર ઉપર આવ્યો ત્યારે એક બાજુ બાંકડા ઉપર ભાનુ બેઠો બેઠો રડતો હતો.

'ભાનુ, કેમ રડે છે?' ભાનુને રડતો દેખી સુકુમારે પૂછ્યું.

સુકુમારને જોઈ ભાનુએ તેના આંસુ લૂંછી નાખ્યાં. તેણે કાંઈ જવાબ ન આપ્યો એટલે સુકુમાર બોલ્યો.

'ભાનુ, હું આજે ઘેર જવાનો છું.'

'કયાં? આપણે ગામ?' આશ્ચર્ય પામતાં ભાનુ બોલ્યો.

'હા.'

'હું આવું?'

'કેમ?'

'મને અહીં ગમતું નથી.' ઉદાસીત ચહેરે ભાનુ બોલ્યો.

'એટલે તું રડતો હતો?' અનુમાન કરતાં સુકુમાર બોલ્યો.

ફરીથી ભાનુ ચૂપ થઈ ગયો.

ભાનુ અને સુકુમાર કિશોરીલાલના ઓરડા તરફ ગયાં.

આ વખતે પલંગ પર કિશોરીલાલ લમણે હાથ દઇને બેઠાં હતાં. એમનાથી ત્રણ ફુટ દૂર પડેલાં તેમનાં રૂ-બજારીયા અઠવાડિકો સામૂં તેઓ જોતાં હતાં. હવે એઓ પ્રાયશ્ચિત કરશે? ના રે ના. પણ પ્રાયશ્ચિત ભૂમિકા એમનામાં ઉતરી છે.

'હું આજે ઘેર જવાનો છું. તમારે કંઈ કહાવવું છે?' શાંતિનો ભંગ કરતાં સુકુમાર બોલ્યો.

'હું પણ તેમની સાથે જવાનો છું.'

'ભલે, આવજો.' કિશોરીલાલે એ શબ્દોમાં જ પતાવી દીધું.

સુકુમાર સામૂં થોડા વખત સુધી જોયાં પછી તે પલંગમાં ઉંઘવા આડા પડયા. કિશોરીલાલને આ દશામાં જોઈ સુકુમાર કંઇક વિચારે ચઢયો: 'નીલાને ભલે કિશોરીલાલ ન ગમતા હોય, પણ નીલા 'માનવતા' કેમ સાચવતી નહિ હોય?' સુકુમારને કાંઈ જવાબ નહિ મલ્યો હોય અગર પછી ગમે તે હો...પણ સુકુમારે એક નિશ્વાસ નાખ્યો હતો...આ વખતે બાનુની નજર છજામાં એક કાગડો બેઠો હતો તેના તરફ હતી.

* * *

[ ૨૯ ]

'સુકુમાર ક્યારે આવશે?'.

સુકુમારના બાપુ મંજુ ભગતનું પાતળું શરીર જરા વધુ સુકાઇ ગયું હતું. વારે ઘડીએ તેમને ધીમી ઉધરસ આવી જતી. હતી તેમની આંખો ઉપર પાણીના ના રે ના, કોઈ દવાના પોતાં મૂકવામાં આવ્યાં હતાં. ધર્મ–પત્નો ખાટલા આગળ બેઠાં હતા. મંજુ ભગતને રામાયણનો કોઇ ભાગ વાંચી સંભળાવતા હતા.

સુકુમાર ક્યારે આવશે?'

પહેલી વખતે પૂછવાથી કમળામાસીએ સાંભળ્યુ નહિ હોય એટલે મંજુ ભગતે ફરીને કહ્યું.

'મેં કાર્ડ લખાયું છે. જરા શાંત થાવ. ઉતાવળે આંબા ન પાકે.' કહેવતોથી જ કદાચ વારંવાર તેઓ સ્વસ્થતા મેળવતા હશે. પોતે કહેવતોથી સ્વસ્થતા જાળવે, પછી બીજાઓને કહેવતોથી જ સ્વસ્થ બનાવવા પ્રયત્ન કરેને? ગમે તેમ હશે, પણ ધર્મપત્ની સ્હેજ આવેશમાં બોલી ગયા.

'મારી આંખો જશે. હું વાંચીશ શેના વડે?' ગંભીર [illegible] અને સ્હેજ આંસુ સાથે મંજુ ભગત બોલ્યા.

આ વખતે નીલાના બા અને બાપુ મંદિર જઈ આવીને ઘેર જતાં હતાં. તેઓએ મંજુ ભગતના ઘરમાં પગ મૂકયાં. મંજુ ભગત માટે ખાસ તેઓ મંદીરમાંથી પ્રસાદી લઇને આવ્યા હતા.

'લો તમારો પ્રસાદ. આજે પણ મહારાજે મોકલાવ્યો છે.' ભગતના હાથમાં પ્રભુનો કે મહારાજનો (?) પ્રસાદ નીલાની બાએ મૂકયો. આ વખતે મંજુ ભગત ખાટલામાં અડધા ઉભા થઇ ગયા હતા.

'મહારાજે શું કાંઇ કહાવ્યું છે કે?'

'એટલું જ કહાવ્યું છે કે મંજુ ભગતને કહેજો કે મહારાજે પ્રસાદ મોકલ્યો છે.'

'મહેરબાની. કહેજો કે આ ગરીબડા ઉપર કૃપા રાખે. એ દિવસથી તો મેં કંઈ દાન-પૂન્ય પણ નથી કર્યું. લો આ આની. સાંજના જાવ ત્યારે આપતાં આવજો. શી પ્રભુની લીલા છે!'

આ વખતે એક ભિક્ષુક ત્યાં આવ્યો. તે બહુ જ દુબળો હતો. ત્રણેક દિવસથી ખોરાક નહિ મલ્યો હોય તેમ જણાઈ આવતું હતું. તેણે આ ઘરમાં કંઈક આશાભરી નજર કરી. તે કાંઈ બોલે તે પહેલાં જ ધર્મ-પત્ની બરાડી ઉઠયા. 'જો-જે અભડાવતો. ઓસરીમાં આવતો નહિ, અત્યારે કંઇ નથી. જોતો નથી અહીં માંદગીની પથારી પડી છે. આવજે સાંજે. હશે તો કંઇ આપીશું.'

પેલા ભિક્ષુકે મંજુ ભગતના હાથમાંના પ્રસાદ તરફ નજર કરી. પછી તેણે એક નિશ્વાસ નાખ્યો અને ચાલ્યો ગયો. તેના શરીર પરના એક એક હાડ ગણી શકતાં હતાં. મહારાજે મોકલેલો પ્રસાદ મંજુ ભગત આરોગતા હતા. શું પ્રસાદ પ્રભુએ નહોતો મોકલ્યો? દર્શન પ્રભુના કરીએ છીએ કે મહારાજના? પૈસા પ્રભુને જોઇએ છીએ કે મહારાજને? પ્રભુ તો સુખી છે. એને પૈસાની શી જરૂર? જવા દો એ વાતને આપણે આપણા રસ્તે......

'તમે રામાયણ વાંચો છો કે?' દેખીતી નજરે જોઈ શકાતું હતું હતાં નીલાના બાપ બોલ્યાં

'એમને સંભળાવું તો પડેને?' ભગતનો નિયમ હશે એટલે ધર્મ-પત્ની આવું બોલ્યા. અગર તો એમને વાંચતા મહેનત પડતી હશે. હશે ગમે તે હોય...

'સુકુમાર આવવાનો છે, નહિ? અમારા ભાનુનો પણ કંઇક ત્યાં હાથ ભાંગી ગયો છે.' નીલાની બાએ સુકુમારની વાત પૂછીને, ભાનુના સમાચાર કહ્યાં.

'સુકુમાર તો કદાચ આજે આવવો જ જોઇએ.' પાસે પાણીનું પવાલું હતું, તેમાંથી પાણી પીતાં પીતાં કમળામાસી બોલ્યાં.

'તમે હવે સુઈ જાવ. બેસી ન રહો. તબિયત અને...'ઉતાવળાં ઉતાવળાં કમળામાસી બોલી ઉઠ્યા, પણ તરતજ કંઈ ભાન થયું હશે અને આગળ બોલતાં અટક્યાં.

આ વખતે નીલાના બાપુએ પાણી માંગ્યું. ધર્મ-પત્નીએ પાણી આપ્યું અને નીલાના બાપુએ પાણી પી પેટ ઉપર હાથ ફેરવ્યો.

*

'લો, આ સુકુમાર આવ્યો. ભાનુ પણ...'

'હેં!' ધર્મ-પત્નીએ વાક્ય પણ પુરૂં ન કર્યું અને મંજુ-બાઇ પથારીમાં બેઠાં થતાં એકાએક બોલી ઉઠ્યાં. સુકુમારને તેમણે જોવા આંખ ઉપરના દવાના પોતાં દૂર કરી નાખ્યાં. સુકુમારને જોયો અને તેમની આંખો સ્હેજ આંસુમય બની ગઇ. સુકુમારની આંખો પણ ભીંજાઇ ગઇ હતી. ભાનુ હજુ અહીં ઉભો હતો. તેના સામૂં જોઇ કંઇક દયાર્દ્ર ચહેરે તેઓ બોલ્યાં.

'ભાનુ, જા, તારા બા-બાપુને મળી આવ.'—પોતાને જેવો આનંદ થયો તેવો શું બીજાને આનંદ ન થાય?—

'બેસ, બેસ. ઉભો શું રહ્યો છે?' સુકુમારને ભાવથી ધર્મ-પત્નીએ કહ્યું.

'તબિયત તો ઠીક છેને, બાપુ?' સુકુમારે નીચે બેસતાં પૂછ્યું. સુકુમારની આંખો હજુ પણ લાલાશ ઉપર હતી તે જોઇ

ધર્મ-પત્ની બોલ્યાં: 'મેં તને કહ્યું હતું કે બહુ વાંચ વાંચ ન કરીશ. આંખો લાલઘૂમ થઇ ગઇ છે. જોઇ?'

'એને પાણી તો પા.' મંજુભાઇ બોલ્યા.

'નીલુ મઝામાં છેને?'

'હા.' એક નિશ્વાસ નાખતાં, નીલાને જાણે અદૃશ્ય રીતે જોતો હોય તેમ જમીન સામૂં દૃષ્ટિ કરતાં સુકુમાર બોલ્યો.

'કોલેજમાં ફાવે છેને?'

'હા.'

'પૈસાની તંગી નહિ પડે. એમને?'

'ના.'

'બે વર્ષ જ ભણવાનું છેને?'

'ના, ત્રણેક માસ જ.'

'કેમ?'

'આગળ હવે નથી ભણવું.'

'કેમ, દાક્તર બનવું નથી? પછી મને મટાડશે કોણ?'

'એવું ન બોલો. મટી જશે.'

'સારૂં કર્યું. લે હું તો કહું છું. ભણી ભણીને કેટલાંએ રઝળે છે. દાક્તરો પણ ક્યાં ઓછા છે. હશે, લે પાણી તો પી.' મંજુ ભગત સામૂં જોઇ ધર્મ-પત્ની બોલ્યા.

આ વખતે સુકુમારના બાપુએ એમની બહુ જ ઓછુ દેખાતી આંખ વડે નીચે ખાટલામાં નજર કરી.

*

'દિવો લઇને જા.'

'ચાલશે.'

'રોજની ટેવ પડી છે, એટલે?'

નીલાના બાપુ રાત્રીના દશ વાગ્યા હતા છતાં મંજુ ભગતના ખાટલા આગળ બેઠા હતા. સુકુમારની બાએ સુકુમારને ત્રીજે માળે

સુવા જવું હતું એટલે અંધારામાં કંઇ અથડાઈ ન પડાય માટે દિવો લઇને જવાનું કહ્યું, પણ સુકુમારે દિવાની ખાસ જરૂર નથી એમ જ્યારે જણાવ્યું, ત્યારે તેના પિતા બોલ્યા.

વિચારોમાં સુકુમારનું માથુ દુઃખતું હોય તેમ જણાઈ આવતું હતું. સુકુમારને પણ સૂઈ જવાનો વિચાર આવ્યો હશે એટલે તે ત્રીજે માળ જવા લાગ્યો.

પથારીમાં તે ઘણુંએ આળોટયો, પણ તેને ઉંઘ ન જ આવી.

જાગતો જ તે પડી રહ્યો હોય તેમ જણાતું હતું.

ભાગ્યે જ તે એકાદ કલાક આમ પથારીમાં પડી રહ્યો હશે અને એટલામાં ધર્મ–પત્નીની પોતાને બોલાવતી સ્હેજ કરૂણ ચીસ સંભળાઇ.

સુકુમાર કંઈક સમજ્યો હશે એટલે તે ઝડપથી નીચે આવ્યો.

મંજુ ભગતની બીમારી ખુબ જ વધી પડી હતી.

અડધો કલાક વીતી ગયો. મંજુ ભગતની માંદગીએ મૌન લીધું...

આ વખતે ધર્મ–પત્ની કરૂણ ચીસો સાથે છાતી કૂટતાં રડતાં હતાં.

સુકુમાર પિતાના દેહ સામૂં આંસુભરી આંખે જોઇ રહ્યો હતો. પોતાની માતાને આવી રીતે રૂદન કરતી જોઈ શું તે મનમાં નહિ બોલ્યો હોય કે 'આમ કરવાથી શો ફાયદો?'



વર્ષો પછીની હવે વાત કહું છું. વચગાળામાં શું બની ગયું તેની મને ખબર નથી. ભવિષ્યમાં વળી કોઇ વખત જો એ જડી આવશે તો વળી થઈ પડશે.

જાણીતા રૂઢિ સમાજના કેટલાયે માનવીઓને મ્હોઢે નીલા, રોમીલા અને રાધા...મહંમદ, મોહન, બંસી, ભાનુ અને સુકુમારના નામ ચઢી ગયાં હતા.

નીલાનો આગ્રહ...

રાધાનો આગ્રહ...

મહંમદનો આગ્રહ...

મોહનનો આગ્રહ...

બંસીની વિનંતી...

અને રેમીલાના વિચિત્ર ભાવનાભર્યા વર્તનથી સુકુમારે રેમીલા સાથે ક્રાંતિકારી લગ્ન કર્યાં.

એ લગ્નમાં નહોતી ધામધુમતા, નહોતો ડોળ, નહોતી ધમાલ, નહોતાં જમણવાર; હતી એકલી સ્વચ્છતા અને શાંતિ.

સૌરભ અને સુંદરતા,

ભાવના અને હૃદય,

ક્રાંતિ અને કર્તવ્ય,

લગ્ન જ્યારે થએલા ત્યારે સંગીતમાં એકલી નીલાની દિલરૂબા વાગતી હતી.

હજુએ કેટલીએ વખત એ દિલરૂબાના સંગીતની સૌરભ મુગ્ધ કરે છે.

*   *   *   *